# અસદ્વાદનિષેધ

અર્થાત્

વિવાહ અને હોલિકા પ્રસંગે વદાતા દુર્ભાષણોનું
સશાસ્ત્ર ખંડન.

---

પ્રયોજક

ગીર્વાણવિદ્યાભૂષણ શ્રીવાલુકેશ્વરસંસ્કૃતવૈદિક-
પાઠશાળાના મુખ્ય અધ્યાપક-

**શાસ્ત્રી દુર્ગાશંકર ઉમાશંકરશર્મા મુડેટીકર,**

છપાવી પ્રસિદ્ધ કરનાર

**શ્રીમુડેટીઉદીચ્યહિતવર્ધકમંડળ.**

છપામણી ખર્ચ આપનાર,

**શ્રીમાન નર્મદાશંકર શોભારામજી ઠાકર,**

(શ્રી. મુ. ઉ. હિ. મંડળના કોષાધ્યક્ષ.)

---

આવૃત્તિ પહેલી.

સંવત ૧૯૭૭, શકે ૧૮૪૩.

---



શ્રીમાન્ નર્મદાશંકર શોભારામજી ઠાકર,

( શ્રી. મુ. ઉ. દિ. મંડળના કાર્યાધ્યક્ષ. )

# અસદ્વાદનિષેધ.

**सर्वदेशे विवाहादौ मन्त्रघोषो यथा तथा ॥**
**स्त्रीगायनं श्रेष्ठमेवाश्लीलबीभत्सवर्जितम् ॥ १ ॥**

સર્વદેશોમાં વિવાહાદિ શુભ પ્રસંગોમાં અશ્લીલ બીભત્સ શબ્દોથી રહિત મંગલ ગીતોથી અને વૈદિક મંત્રોથી ઉત્સવ કરવો, સ્ત્રીસમૂહ દુષ્ટ હોવાથી અર્થાત દુરાચરણો અને દુર્વાક્યો કહેનારાઓ હોવાથી પોતાને તથા પોતાના કુલોત્પન્ન પુરૂષોને પણ નરકમાં લેઇ જાય છે, નરક એવી ઘૃણિત અને અપ્રિય વસ્તુ છે કે કોઇ પણ સુજ્ઞ મનુષ્ય એની ઇચ્છા કરશે નહીં, એટલા માટે આપણને ઉચિત છે કે આપણી જે ઇચ્છા (નરકવાસ ન મલે) એવી છે તે ઇચ્છાને પૂર્ણ કરવા-માટે સદાચરણ, સદ્વ્યવહાર, સદ્ભાષણ ઇત્યાદિ શ્રુતિસ્મૃત્યુક્ત માર્ગથી ચાલવું કારણકે કેવલ ઇચ્છામાત્રથી કંઈપણ કાર્ય સિદ્ધ થતું નથી. કુવ્યવહારનું ફલ પણ અવશ્ય મલે છે. એ કોઇને પણ છોડતું નથી. જુઓ કે પૂર્વકાલમાં કશ્યપ ઋષિ મહા તપસ્વી થઈ ગયા, તેમની પત્નીના કુવ્યવહારથી શુદ્ધ બ્રાહ્મણકુલમાં પણ હિરણ્યકશિપુ નામનો અત્યંત દુરાચારી પુત્ર ઉત્પન્ન થયો કે જે પરમ તપસ્વિઓને અત્યંત કષ્ટ આપતો હતો. છેવટે એનો નાશ કરવામાટે ભગવાનને અવતાર ધારણ કરવો પડ્યો. મહાશય! વિવાહમાં ફટાણારૂપી દુરાચાર નાશ કરવામાટે કંઇ ભગવાનને અવતાર તો ધારણ નહીં કરવો પડે, પરંતુ યમ (ધર્મરાજ) ને પાપ ફલ આપવા માટે નિમિત નરકલોક અવશ્ય વધારવો પડશે, તેમજ મનુષ્યમાત્રને અપ્રિય જે નરક છે તેનો દુરાચારીઓએ આશ્રય કરવો પડશે, માટે સમસ્ત સજ્જનો પ્રત્યે પ્રાર્થના છે કે આ કુરીતનું પ્રયત્નપૂર્વક નિવારણ કરવું. [બ્રાહ્મણ પત્નીઓ માટે વિશેષ પ્રાર્થના] હે બ્રાહ્મણપત્નીઓ! પૂર્વ કાલમાં સર્વવર્ણના ગુરૂરૂપ બ્રાહ્મણકુલમાં કેવાં કેવાં પતિવ્રતાઓમાં અગ્રગણ્ય સ્ત્રીરત્નો થયાં છે, ઉદાહરણમાં જુઓકે અત્રિપત્ની અનસૂયા કે જેના

પાતિવ્રત્યરૂપ તેજથી તપેલી સાવિત્રી, લક્ષ્મી અને પાર્વતી એઓની પ્રેરણાથી પ્રત્યક્ષ બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવે જેનું સત્ત્વ હરણ કરવામાટે પ્રયત્ન કર્યું, પરંતુ સત્ત્વ હરણ કરવાને બદલે તેના પાતિવ્રત્યતેજથી ઉક્ત ત્રણે દેવતાઓને તેના પુત્ર થઈ તેની સેવા કરવી પડી. એટલામાટે જણાવવાનું કે તમે બ્રાહ્મણપત્નીઓ તેજ કુલમાં ઉત્પન્ન થઇ છે માટે તમે સઘળા દુષ્ટ વ્યવહારો તજીને પાતિવ્રત્યપણું દૃઢ કરી ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રાદિકની સ્ત્રીઓને સત્કર્મનો તેમજ ભગવદ્‌ગુણવર્ણન અને સદ્‌ભાષણ કરવાનો ઉપદેશ કરો અને ફટાણા આદિ દુર્વાક્યોનો અનાદર કરો, કારણ બ્રાહ્મણોને જેમ ઉપદેશનો અધિકાર છે તેટલોજ બ્રાહ્મણપત્નીઓને પણ ઉપદેશ કરવાનો અધિકાર છે.

**गालिगानं न कर्तव्यं विवाहे मङ्गलोत्सवे ॥**
**यतस्तद्धर्मशास्त्रेषु निषिद्धं परिकीर्तितम् ॥ २ ॥**

વિવાહાદિ મંગલ કાર્યોમાં ગાલિગાન કરવું નહીં, કારણ કે તે ધર્મશાસ્ત્રવિષે નિષિદ્ધ છે. ગાલીપ્રદાન મૂર્ખનુંજ કર્તવ્ય છે. ગાડીવાન્ લોકો જેમ પોતાના પશુને જલદી ચલાવવામાટે જલદીથી ગાલનો ઉપયોગ કરે છે પરંતુ જો એનો વિચાર કરે તો તે ગાલ પોતાનેજ માટે છે છતાં પશુ જેવી બુદ્ધિહીન જાતી પણ પોતાના ધણીની ગાળ લાગવાના ભયથી પોતાની ગતી શીઘ્ર કરે છે એ પશુ છતાં પણ સર્વ વાત જાણે છે, પરંતુ ગાડી હાકનાર મનુષ્ય અર્થને જાણવા છતાં પણ પોતાને વારંવાર ગાળો આપ્યાં કરે છે. એ કુરીતી પણ ત્યાજ્ય છે. જેમ કોઇ ઉત્તમ વૃક્ષને સુધારવું પોષણ કરવું અને ઉત્તમ ફળફુલયુક્ત કરવું એ બાગવાનના આધીન છે તેમજ બાલક બાલિકાઓને સુધારવાં પોષણ કરવું અને સદાચરણી બનાવવાં એ માતાપિતાનુંજ કર્તવ્ય છે. શાસ્ત્રમાં કહ્યું છે કે જે પોતાની કન્યા અને પુત્રને ભણાવે નહિ તે માતાપિતા શત્રુ સમાન જાણવાં. તેમાં પણ સુધારવામાં પ્રથમ શિક્ષક માતાજ થઈ શકે છે, કારણ પિતાકરતાં માતાના સહવાસમાં બાલકો વધારે રહે છે. એમ છતાં વિવાહાદિ કાર્યોમાં માતાજ જ્યારે અસભ્યતાસહિત અશ્લીલ અને બીભત્સ ગાન ઉન્મત્ત થઇને કરે ત્યારે એમની નાની બાલકીઓ તેનું અનુકરણ કરી સમય પ્રાપ્ત થતાં પોતાનું આચરણ બગાડે એમાં શું આશ્ચર્ય છે! જે પુત્રીથી ઉભયકુલની પ્રશંસા અને ઉન્નતિની

ઇચ્છા કરીએ તેજ પુત્રીને માતાઓ જ્યારે ગાલીગાનરૂપી ભગવદ્ગીતા સંભળાવે અને શીખડાવે એથી બીજો ખેદનો વિષય શું હોય ! એ દેશને પાયમાલ કરનારૂં મુખ્ય સાધન છે, એક બાજુએ પુરૂષવર્ગ મોટી મોટી સભાઓ, પુસ્તકાલયો ખોલે, કન્યાશાળાઓ તથા પાઠશાળાઓ ઉઘાડે અને તેમાં ખૂબ તાણીને ઉંચા સ્વરથી લાંબાં પહોળાં વ્યાખ્યાનો કરે કે દેશની ઉન્નતિ કરો. અને બીજી બાજુએ તેમનીજ સ્ત્રીઓ બીભત્સ ગાન કરે ત્યારે દેશ કેવી રીતે ઉન્નતિના શિખરપર ચઢે ! પુરૂષકરતાં સ્ત્રીઓમાં સાહસ છ ગણું, કામ આઠગણો અને લજ્જા ચારગણી હોય છે એમ શાસ્ત્રમાં કથન કર્યું છે છતાં નાની વયની બાળાઓ પણ જેમ કોઈ ચોપડીનો પાઠ ગોખતી હોય તેમ ગાલીગાન પણ જોસથી મોઢે કરતી જોવામાં આવે છે, માટે પ્રત્યેક નગરના અને પ્રત્યેક જાતીના ઉદ્યોગી, સજ્જન, સુધારક પુરૂષોને ઉચિત છે કે તેઓએ આ કુરીતિનિવારણાર્થે પ્રયત્ન કરી, અને સ્ત્રીશિક્ષણનો પ્રચાર કરવો કે જેથી થોડાજ સમયમાં આપણા દેશની સ્થીતિ સુધરી ઉત્તમ સંતાનોદ્વારા કાયિક વાચિક અને માનસિક આનંદ પ્રાપ્ત થાય.

**विवाहादि कृत्येष्वसद्वादवाक्यं गृणन्त्यङ्गनाः कामतो मानवत्यः ।**
**परं रीतिरेषा प्रयत्नेन हेया यतः शास्त्रमान्या न वै लोकमान्या ॥३॥**

વિવાહાદિ શુભપ્રસંગે અસદ્વાદ (ગાલીગાન) સ્ત્રીઓ કામાતુર થઇ તેમાંજ જાણે માન સમાએલ હોય તેમ ગાયછે પરંતુ એ રીતિ પ્રયત્નથી ત્યાગ કરવી, કારણ શાસ્ત્રથી અને શિષ્ટ લોકોના આચારથી પણ માન્ય નથી, માટે આ બાબતમાં જે આવા કુચાલોને દૂર કરવા કટિબદ્ધ થઇ દૃઢ ચિત્તથી પ્રયત્ન કરેછે તે સજ્જનોને ધન્ય છે, અન્ય દેશોના મારા દેશાટનમાં જોએલા આચારવિચારોને બુદ્ધિના એક કોણમાં સ્થાપિત કરી આ દેશ કે જ્યાં મારી જન્મભૂમિ છે તેજ દેશના પરમોત્તમ કલિયુગમહારાજની સભામાં સર્વોચ્ચ પદદાયક યમકિંકરોના કામમાં વૃદ્ધિ કરનાર વૃત્તાન્તને પ્રકાશ કરશું, જો કે પુરો નાટક તો કોઇ વિવાહસમયે અથવા હોલિકા આદિમાં પ્રત્યક્ષ દૃષ્ટિગોચર થવાથીજ જાણી શકાય છે, પરંતુ અંગુલીબંધ ન્યાયથી આ લેખથી પણ આ દેશની સભ્યતાનું દિગ્દર્શન થઇ શકે છે. વિવાહાદિ કૃત્યોમાં સ્ત્રીઓ સ્વસંગીત કલાકૌશલ્યથી ઉત્સવને વિભૂષિત કરે છે

તેમજ શિશ્નયોન્યાદિ શબ્દોના અને એવા સુસ્વર, શ્રવણપ્રિય, હૃદયાનંદદાયક, મનોમુદવર્ધક ધ્વનીને પતિ, ભ્રાતૃપિતૃ સુતાદિના કર્ણદ્વારા તેમના હૃદયમાં પ્રવેશિત કરીને સત્સંગ અને સચ્છાસ્ત્રાભ્યાસજ સૌરભને ક્ષાલન કરે છે. છટાપૂરિત સ્વધ્વનીની પ્રવાહથી પતિ, પુત્ર, ભાઇ આદિના મનને પ્રફુલ્લિત કરે છે અને બીભત્સ શબ્દો તડાકાસાથે ઉચ્ચારણ કરી પુરૂષોના શ્રવણરૂપ સૌભાગ્યને પ્રાપ્ત કરે છે કે જેથી કેટલાક અવિચારી પુરૂષો પોતાને ચતુર્વર્ગસંપન્ન કૃતકૃત્ય અને સફલ માને છે. જાન (વરપક્ષના) માણસો જમવા બેસે છે તે સમયમાં કન્યાપક્ષની સ્ત્રીઓ ગાળીગાન કરે છે એ વાક્યોનું ઉચ્ચારણ કરવું અથવા એવા શબ્દોને સાંભળી કર્ણ પવિત્ર કરવા એજ આ દેશના સ્ત્રીપુરૂષોના લલાટપટલમાં છઠ્ઠી રાત્રિએ વિધાતાએ અંકિત કરેલ છે. અન્યદેશના પુરૂષોને એ પરમાનંદની પ્રાપ્તિ મનસાતીત અથવા અત્યન્ત દુર્લભ છે. દક્ષિણ આદિ અન્ય સુધરેલા દેશોમાં આવા દુષ્ટ રિવાજો બીલકુલ જોવામાં આવતા નથી તો એ દેશના બ્રાહ્મણાદિ વર્ણોના વ્યવહારો ઘણાજ ઉચ્ચતર છે માટે મારા સ્વદેશી બાંધવોને હું વિનયપૂર્વક જણાવું છું કે દેશને લજાવનાર દુષ્ટ રિવાજનો સમૂળ નાશ કરવો એજ ઉચિત છે.

मांगल्यकार्येऽसद्वादोऽशास्त्रीयो हि बुधैः स्मृतः ॥
तस्मात्सर्वैः प्रयत्नेन त्याज्योऽयमिति सम्मतिः ॥ ४ ॥

અસદ્વાદ (ગાળીગાન) અશાસ્ત્રીય છે, એમ પંડિતોએ કહ્યું છે માટે સૌએ પ્રયત્ન કરી આ રિવાજ ત્યાગ કરવો એવી અમારી સંમતિ છે. કોઇ શંકા કરશે કે તમારે આ રિવાજમાટે આવી રીતે આક્ષેપ કરવાનું શું કારણ છે? તમે તમારા પોતાના ઘરમાં બંદોબસ્ત કરો. તો તે વિષે અમારે જણાવવું જોઇએ કે પારકા દ્રાક્ષની વેલને ગધેડો ભક્ષણ કરતો હોય તેથી અમોને કંઇ પણ હાનિ નથી પરંતુ મનુષ્યોને ભક્ષણ કરવા યોગ્ય પદાર્થો ગર્દભ ખાઇ જાય, એ સર્વથા અયોગ્ય છે એટલા માટે અમારા અંતઃકરણને આ વિષયમાં ખેદ થાયછે. કુચાલને બંધ કરવાની ઇચ્છાવાળા પુરૂષોના ત્રણ વર્ગ છે, પહેલો વર્ગ ઉદાસીન વૃત્તિથી રહે છે, અને કોઇ પૂછે તો કહે છે કે આ રિવાજ બંધ કરવો શ્રેષ્ઠ છે, પરંતુ તેઓ આ કુચાલને નિર્મૂળ કરવા કંઇ ઉપાય કરવા ચાહતા નથી. બીજો વર્ગ એવો છે કે આ બાબત નિર્મૂલ કરવા હમેશાં કથન કરે છે પરંતુ પોતાને ત્યાં અથવા બીજે

ઠેકાણે પ્રસંગ આવતાં પોતાની ઇચ્છાનો અમલ કરવાની હિંમત દેખાડતા નથી. ત્રીજો વર્ગ સજ્જન મહાત્માઓનો છે, કે જેઓ તન, મન, ધનથી આવા અનેક પ્રકારના દેશોને હાનિ કરનારા કુચાલોને દૂર કરવા ઉદ્યોગ કરે છે. અને પ્રાપ્ત થતા અપવાદ, નિંદા વિગેરે વિઘ્નો ઉપર ધ્યાન આપતાંજ નથી એવા ત્રીજા વર્ગના મહાશયોની બહુજ જરૂર છે. ઉક્ત મહાપુરૂષોનું એજ કર્તવ્ય છે કે ગમે તેટલી પોતાના ઉપર આફતો આવવા છતાં અન્યાય માર્ગનો સ્વિકાર કરવો નહીં. તેઓએ એવી શંકા કરવી નહીં કે સેંકડો વરસોથી ચાલતો આવેલો રિવાજ કેમ બંધ કરી શકાશે ! પરંતુ આ કેવલ ભ્રમ છે, કારણ આ રિવાજ ચાલુ થયા ને લગભગ પોણોસો વરસ થયાં છે. તેમાં પણ હાલ પચીસ, ત્રીસ વરસથી તો આ રિવાજ બહુ વૃદ્ધિને પામ્યો છે. એવું કયું કાર્ય છે કે ઉદ્યોગ કરવા છતાં પૂર્ણ ન થઇ શકે ? ગમે તેવું કઠિન કાર્ય હોય છતાં લાંબો વખત ઉદ્યોગ કરનારા પુરૂષો તે સિદ્ધ કરી શકે છે. તેનું તાજું દૃષ્ટાંત એ છે કે, હાલમાં પાંચહજાર કોશ સમુદ્રથી પાર રહેલા ઈંગ્રેજ લોકો આપણા ઉપર રાજ્ય કરે છે. અને તેમના રાજ્યનું અપ્રતિમ સુખ આપણને મળે છે. આ ભારતવર્ષઉપર ઈંગ્રેજોનો અમલ થશે એવું કોઇના સ્વપ્નમાં પણ નહીં હોય પરંતુ એઓના દીર્ઘ ( લાંબા ) ઉદ્યોગથી આ સંપૂર્ણ સુવર્ણભૂમિનું રાજ્ય કરી રહયા છે એટલા માટે ઈંગ્રેજોના દીર્ઘ ઉદ્યોગનું અનુકરણ સઘળી બાબતમાં અવશ્ય કરવું જોઇએ. જો આવી કુરીતિનું ખંડન કરવા પ્રયત્ન કરીએ તો તે કુરીતિ અવશ્ય નિર્મૂલ થશે. શાસ્ત્રકારોએ સંપૂર્ણ સ્ત્રીઓમાં માતૃભાવ રાખવા આજ્ઞા આપેલી છે. પરંતુ આવાં દુર્વાક્યો બોલનાવાળી સ્ત્રીઓમાં માતૃભાવ સ્થિત થઈ શકે નહીં. જે શબ્દ સાંભળવાથી એકદમ ગ્લાનિ ઉત્પન્ન થાય છે. એવા શબ્દો ઉચ્ચારણ કરવાવાળી સ્ત્રીઓમાં માતૃભાવ કેમ રહી શકે ? પતિસેવાકારિણી પતિવ્રતા સ્ત્રીઓનો ધર્મ શાસ્ત્રકારોએ પ્રતિપાદન કરેલો છે તેમાં દુર્વાક્યો બોલવાનો નિષેધ કરેલો છે. શ્રીમદ્‌ભાગવતમાં કહયું છે કે સ્ત્રીઓએ સદા સંતોષ રાખવો અથવા લોભ ધારણ કરવો નહીં. અસત્ય, અપ્રિય, અર્થાત્ ગાલીગાન, પરનિંદા ઇત્યાદિ રહિત વાક્યો બોલવાં, એજ પ્રમાણે વળી પ્રમાદરહિત પવિત્ર અને સ્નિગ્ધ થઇને પાતિવ્રત્યાદિ દોષરહિત પતિની સેવા કરવી, જે સ્ત્રી ઇશ્વરબુદ્ધિથી લક્ષ્મીની માફક પતિની

સેવા કરેછે તે હરિસ્વરૂપી પતિની સાથે લક્ષ્મીની માફક વૈકુંઠમાં આનંદને પ્રાપ્ત કરે છે. અને તેથી અતિરિક્ત અર્થાત્ ગાળો વિગેરે બોલવાવાળી સ્ત્રીઓને માટે કુંભીપાક નામનું નરક અવશ્ય તૈયાર છે. તાત્પર્ય એટલું કે ઉપર કહેલું શાસ્ત્રોક્ત રીતિપ્રમાણે વર્તન કરી સ્ત્રીઓએ વૈકુંઠ પ્રાપ્ત કરવું. વૃદ્ધપારાશર-સ્મૃતિમાં કહ્યું છે કે—

चेष्टाचरित्रचित्तानि स्त्रीणां देवा न जानते ॥
किं पुनः प्राणिमात्रास्तु सर्वथा नष्टबुद्धयः ॥ ५ ॥
तस्मात्ताः सर्वथा रक्ष्याः सर्वोपायादिभिः सदा ॥
श्वशुरैर्देवराद्यैश्च पितृमात्रादिभिस्तथा ॥ ६ ॥
विवाहात्प्राक्पिता रक्षेद्यौवनस्थां पतिस्तथा ॥
रक्षेयुर्वार्धके पुत्रा नास्ति स्त्रीणां स्वतंत्रता ॥ ७ ॥
स्वातन्त्र्येण विनश्यन्ति कुलजा अपियोषितः ॥
अस्वातन्त्र्यमतः स्त्रीणां प्रजापतिरकल्पयत् ॥ ८ ॥

સ્ત્રીઓની ચેષ્ટા, ચરિત્રો અને ચિત્તને દેવતાઓ પણ જાણતા નથી તો મંદ બુદ્ધિવાળા મનુષ્યો કેમજ જાણી શકે ? માટે હમેશાં સ્ત્રીઓની સાસુ, સસરો, દીઅર, જેઠ, માતા, પિતા, ભ્રાતા, પતિ અને પુત્ર એઓએ રક્ષા કરવી. સ્ત્રીઓને શાસ્ત્રમાં સ્વતંત્રતા આપવાની કહી નથી. કારણ કે વિવાહ થતા પહેલાં બાલ્ય અવસ્થામાં માતા, પિતા, ભ્રાતા આદિ રક્ષણ કરે, અને વિવાહ થયા પછી યૌવન અવસ્થામાં પતિ રક્ષણ કરે, તથા વૃદ્ધાવસ્થામાં પુત્ર રક્ષણ કરે. જો સ્ત્રીઓ સ્વતંત્ર હોય તો ઉત્તમ કુળની સ્ત્રીઓનાં પણ ચિત્ત બગડી જાયછે, એટલામાટે તો બ્રહ્માજીએ સ્ત્રીઓને પરતંત્રતા નિર્માણ કરીછે. ઉપલી સ્મૃતિઓનો વિચાર જોતાં ઘણોજ શોચ થાયછે કે સ્ત્રી સ્વતંત્ર થઇ વેશ્યાની માફક લજ્જા છોડીને સેંકડો પુરૂષોના વચમાં ગાળો ગાય એથી શું પતિવ્રતા રહી શકેછે ! નહિં. હે મિત્રો ! વિચાર કરો એવીરીતે જરૂર વ્યભિચારિણી થશે માટે ઉક્ત કુરીતિ જરૂર દૂર કરવી જોઇએ, કારણકે એ કુરીતિ બહુજ હાનિકારક છે, તેમજ આ

લોકમાં અને પરલોકમાં દુર્ગતિ આપવાવાળી છે, ત્રૈવર્ણિક ( બ્રાહ્મણ, ક્ષત્રિ અને વૈશ્યની ) સ્ત્રીઓએ ગાળો ગાવી અને અપશબ્દોથી ભરેલું કુવાક્ય બોલવું એ યોગ્ય નથી. સભાની અંદર ગાવું એ કેવળ શુદ્ર સ્ત્રીઓનું કર્તવ્ય છે. ચારણ, ભાટ, ડોમ અને ઢોલી આદિકની સ્ત્રીઓ પ્રાયઃ ગાવા બજાવવાનું કામ કરે છે, તે પણ પદાર્થસહિત ગાય છે, આવી નિર્લજ્જતાસહિત ગાતી નથી. પરંતુ અફસોસ છે કે દ્વિજોની સ્ત્રીઓ તો તદન નિર્લજ્જ રીતે ગાય છે, કુવાક્યો અને ગાળોરૂપી એક જાણે અલભ્ય સ્વાદ હોયનેજ શું ! એમ બેભાન બને છે. જેમ મત્સ્ય જીહ્વાના આસ્વાદથી અંજાઇને દુનિયામાં બીજી શી ચીજ છે ! તેનું પણ ભાન નહીં રાખતાં લુબ્ધ થઇ મરણને શરણ થાયછે તેમજ તે સ્ત્રીઓ આ હમારા માતાપિતા ભાઇ ઇત્યાદિ શ્રવણ કરશે તેનું પણ ભાન નહિં રાખતાં તે સ્વાદને શરણ થઇ પરિણામે બંધન થઇ નરકનું દુઃખ ભોગવે છે, આહા ! દિલગીરીસાથે કહુંછું કે આ દુનિયામાં એક મોટામાં મોટો અનર્થ એજ છે કે સર્વે સાંભળીને ખુશી થાય છે, શું ? એ સ્ત્રીઓને કોઇ કહેવાવાળો પુરૂષ નથી ? હે સજ્જનો ! વિચાર કરી જુઓ, આંખો ઉઘાડો, શાસ્ત્રને વિચારો, ધર્મ અને મર્યાદા જુઓ, તેમજ અન્ય સુધરેલા દેશોનો રિવાજ જુઓ. જેથી તમને માલુમ પડશે કે કોઇ દેશમાં પણ આવું કુવિચારરૂપ સાહસ નથી, અમારા દેશથી અતિરિક્ત દેશો અમે ઘણા જોયા, પરંતુ આવું અશ્લીલ ભાષણ બોલવામાં આવતું નથી. દક્ષિણ, બંગાળ, દ્રાવિડ, મહારાષ્ટ્ર આદિ દેશોમાં તો વિવાહ પ્રસંગોમાં સેંકડો સ્ત્રીઓ ભેગી થવા છતાં તેમાં ગાળો ગાવાનો વ્યવહાર બિલકુલ નથી.

विवाहकाले श्रुतिसंप्रयुक्तान्याशीर्वचांसि प्रविहाय मुग्धाः ॥
क्षपन्ति चान्योन्यमुपेत्य तस्मादिमे महामोहसमुद्रमग्नाः ॥ ९ ॥
निषिद्धमेवेति विजानतामप्यहो बुधानामिह देशवासिनाम् ॥
विवाहकाले कटुभाषणे पुनः प्रजायते तत्र महारतिः परा ॥ १० ॥

મુગ્ધસ્ત્રીયો વિવાહકાલમાં વેદમાં કહેલ શુભઆશીર્વાદનાં સુવાક્યોથી ભરપુર સુંદર ગીતોને છોડીને મહાન્ મોહરૂપી સમુદ્રમાં મગ્ન બની અરસ પરસ મળીને

ગાળાગાળી કરે છે. દેશમાં રહેનારા પંડિત પુરૂષો વિવાહકાળમાં ગાળાગાળી કરી કુવાક્યો બોલવાં અને સાંભળવાં એ ઘણું શાસ્ત્રવિરૂદ્ધ તથા નિષિદ્ધ છે એમ જાણેછે, છતાં પણ તેમાં ફરીને તેવા કટુ ભાષણમાં મોહથી બેભાન બની અંજાઇને અત્યંત પ્રીતિ કરે છે, સ્ત્રીઓ વિવાહમાં ટોળે મલી ગીતો ગાય છે. કે જે ગીતોનું નામ લેતાં મારૂં મન ધડકે છે, હાથ ધ્રુજે છે, લેખિની ચાલી શકતી નથી તેથી હું તે ગીતો અત્રે લખી શકતો નથી. જે ગાય છે તે સર્વે આપ જાણોજ છો, આપ સર્વે સુજનોએ તેનો વિચાર કરવો જોઇએ કે તેઓની સાથે આપણે સર્વે શું શોભીએ છીએ ! અન્ય સાંભળવાવાળા પણ એમજ કહે છે કે બહુ બેશરમ આ સ્ત્રીઓને કંઇપણ લજ્જા નથી, અને કેટલાક જનો તે સ્ત્રીઓને મોઢે તેમને હસે છે તથા વ્યભિચારિણી કહે છે, અને તેઓ જ્યારે ગાય છે ત્યારે પુરૂષો પણ કાંઇને કંઇ બોલ્યાં કરે છે, તથા મશ્કરીઓ કરે છે એ બંને તરફથી હાનિકારક છે. કેટલાક ભાંગ આદિનું વ્યસન કરનારા મહાત્માઓ કહે છે કે જેમાં ગાળો ગવાય નહીં એ શું વિવાહ કહેવાય ! નહિ નહિ, હમોને તો ભોજનનો પણ ત્યારે આનંદ આવશે કે જ્યારે ધડાકાની સાથે એક બાજુ ગાળો ગવાયાં કરે અને બીજી બાજુએ પીરસાયાં કરે. મનુ મહારાજે કહયું છે કે—

**स्वाध्यायं श्रावयेत्पश्चाद्धर्मशास्त्राणि चैव हि ॥**

**आख्यानानीतिहासांश्च पुराणानि खिलानि च ॥ ११ ॥**

**हर्षयेद्ब्राह्मणान्तुष्टो भोजयेच्च शनैः शनैः ॥**

**अन्यच्च—अन्नं ब्रह्मेति श्रुतिः**

ઉપલા પ્રમાણથી જમતીવખતે વેદમંત્ર અને પુરાણ, ઇતિહાસ, ધર્મશાસ્ત્રાદિ સાંભળાવવું અને અન્નને બ્રહ્મતુલ્ય સમજવું અર્થાત્ જમતીવખતે અપશબ્દોનું ઉચ્ચારણ કરવું નહિં. એક બાજુથી ધર્મશાસ્ત્ર એમ કહે છે ત્યારે તે વ્યસની મહાત્માઓ કહે છે કે તમોને શું ખબર ? આવા વિવાહ સમયમાં તો સ્ત્રીઓની ગાળો સાંભળવી એજ ઉચિત છે જે મૂરખાઓ આવાં કુવાક્યોનેજ વેદરૂપ સમજતા હોય અને તેથીજ તેઓના પિતૃઓ સ્વર્ગે જતા હોય તો ભાટણો અથવા ઢોલણો ને બોલાવી ગાળો ગવરાવી તેઓના પિતૃઓને સ્વર્ગે પહોંચાડવા.

પરંતુ ઘરની કુલાંગનાઓને વેશ્યાઓકરતાં અધિક ઉતરતી ન બનાવવી. જો નિર્લજ્જ ગીતો ગાવાં કુલાંગનાઓને ઉચિત હોય તો ભાટણો ઢોલણો શા માટે બનાવી છે ! માટે સૂક્ષ્મ વિચારપૂર્વક આ કુરીતિને કટિબદ્ધ થઈ નિર્મૂળ કરો. યાજ્ઞવલ્કય ઋષિએ પોતાની સ્મૃતિમાં લખ્યું છે કે—

**पुरुषोऽनृतवादी च पिशुनः पुरुषस्तथा ॥**
**अनिबद्धप्रलापी च मृगपक्षिषु जायते ॥ १२ ॥**

જે જૂઠું બોલે, ચાડી કરે તથા અનિબદ્ધ પ્રલાપ એટલે ગાળીગાનાદિ કરે તે મૃગમાં અથવા પક્ષિયોનિમાં જન્મે છે, જ્યારે અનેક ધર્મશાસ્ત્રો આ દૂષિત પ્રણાલીને સર્વથા નિષેધ કરી રહ્યાં છે, તો પછી દુઃખદ માર્ગને અવલંબન કરી શામાટે પાપસંચય કરવું જોઈએ ! યદિ લોકરીતિ ધર્મવિરૂદ્ધ હોય તો તેને ત્યાગ કરી શાસ્ત્રસંમત કરવું જોઈએ એજ ઉચિત છે. તે વિષયમાં શ્રીકૃષ્ણ ભગવાને ગીતામાં અર્જુનને કહ્યું છે કે—

**तस्माच्छास्त्रं प्रमाणं ते कार्याकार्यव्यवस्थितौ ।**

માટે આપ પણ કાર્ય કરવામાં અને ન કરવામાં શ્રુતિ, સ્મૃતિ, ઇતિહાસાદિક શાસ્ત્રોનાં વાકય પ્રમાણરૂપ થાય છે. વળી ગીતાજીમાં પરમાત્માએ પોતાના મુખથી ૧૬ મા અધ્યાયના ૨૩ મા શ્લોકમાં કહ્યું છે કેઃ—

**यः शास्त्रविधिमुत्सृज्य वर्तते कामकारतः ।**
**न स सिद्धिमवाप्नोति न सुखं न परां गतिम् ॥**

જે પુરૂષ શાસ્ત્રના વિધિનો અશ્રદ્ધાથી પરિત્યાગ કરીને પોતાની ઇચ્છા-માત્રથી વરતે છે. અથવા શાસ્ત્રવિહિત કર્મ કરતો નથી, તે ( શાસ્ત્રવિધિને પરિત્યાગ કરનારો ) પુરૂષ પુરૂષાર્થપ્રાપ્તિની યોગ્યતારૂપ અંતઃકરણની શુદ્ધિને પામતો નથી, તથા આ લોકના સુખને પણ પામતો નથી. તથા સ્વર્ગરૂપ અને મોક્ષરૂપ ઉત્કૃષ્ટ ગતિને પણ પામતો નથી. પરંતુ ઉલટો પુરૂષાર્થથી ભ્રષ્ટ થાય છે. વળી કહ્યું છે કે—

**ज्ञात्वा शास्त्रविधानोक्तं कर्म कर्तुमिहार्हसि ।**

આ કર્મની અધિકાર ભૂમિમાં શાસ્ત્રવિધિએ કહેલું કર્મ જાણીને તું પોતાનું કર્તવ્ય કરવા યોગ્ય છે, ઉપરના અનેક વાકયોથી સિદ્ધાંત થયું કે શાસ્ત્રવિરુદ્ધ અને અધર્મયુક્ત જે આ પ્રણાલી છે તે સર્વથા ત્યાજ્ય છે. કેમકે શાસ્ત્રીય અને લૌકિક એ બંનેના વિરોધમાં શાસ્ત્રજ બલવાન છે, જો કે સદાચાર ધર્મને જાણવામાં પ્રમાણ છે, પરંતુ આ ત્રીસ, ચાલીસ વર્ષોથી ચાલેલી કુરીતિનું સદાચારમાં પરિસંખ્યાન થઇ શકતું નથી. કેમકે થોડા કાલથી ચાલેલી ધર્મવિરુદ્ધ પ્રથા જે કે અનપઢ, અજ્ઞાન, મહામૂર્ખ, પ્રમાદપ્રિય સ્ત્રિઓની પ્રવર્ત કરેલી છે, તે કંઇ સદાચાર નથી. કારણ ( सतां आचारः सदाचारः અર્થાત્ ) મન, વચન અને શરીરમાં પુણ્યરૂપી પિયૂષથી પૂર્ણ, પરધન, પરસ્ત્રી, પરનિંદા આદિ પાપોથી વિમુખ અને પરગુણોને વધારવાવાલા પુરૂષોની ચાલચલગત હોય તેજ ધર્મમાં પ્રમાણ છે, અર્થાત્ બ્રહ્માદિ દેવતાઓથી લઇને સર્વે મહાત્મા મનુષ્યોથી હમેશાં શાસ્ત્રથી અવિરુદ્ધ કાર્યનું આચરણ થતું ચાલ્યું આવ્યું છે, તેનું નામ સદાચાર કહેવાય, પરંતુ મૂર્ખ સ્ત્રીઓએ ચલાવેલો માર્ગ કદિ સદાચાર લેખાય નહીં. જો ફટાણા આદિ અધર્મસંયુક્ત કાર્ય પણ લોકસિદ્ધ અથવા સદાચાર માનીને આચરણીય થશે, તો પછી ચૌર્ય, દ્યૂત આદિ કર્મ વધવાં જોઇએ, પણ સત્ય તો એ છે કે, મૂર્ખ લોકોનું કહેવું એવું છે કે, હમારા બાપ, દાદા, ભાઇ આદિ સઘળાઓ કરતા આવેલા છે, તો હમો શા માટે ન કરીએ ! પરંતુ તેમનું તે કથન (**तातस्य कूपोयमिति ब्रुवाणाः क्षारं जलं कापुरुषाः पिबन्ति**) અમારા બાપનો કુવો છે, એમ કહી કુત્સિત પુરૂષો ખારૂં જલ પીએ છે તેની માફક જાણવું. વિદ્વાનોનો તો એજ ખરો સિદ્ધાંત છે કે પૂર્વજાચરિત માર્ગ યદિ ધર્મવિરુદ્ધ હોય તો અવશ્ય તેનો ત્યાગ કરીને સન્માર્ગાવલમ્બી થવું જોઇએ.

**विवाहादिशुभे गीतममाङ्गल्यं मनीषिभिः ।**
**शास्त्रोक्त्या तदसद्धेयमशुभं सर्वदा यतः ॥**

વિવાહાદિ શુભ કાર્યોમાં બીભત્સ શબ્દો અશુભ કરનારા છે એમ શાસ્ત્રમાં કહેલ છે માટે એવા શુભ પ્રસંગોમાં અમાંગલિક અશુભ ગીતો ત્યજવાં.

## અશ્વ અને ગર્દભનો સંવાદ.

**અશ્વઃ**—भ्रातर्गर्दभ लंबकर्ण भवता वीथीषु वीथीषु किं ।
संचारं विचरता लोकचरितं नूत्नं श्रुतं तद्वद ॥

અરે ભાઇ! લાંબા કાનવાળા ગધેડા ! આજે તું ગલીગલીમાં જ્યારે ફરતો હતો ત્યારે કંઇ નવીન લોકવાર્તા સાંભળી છે શું ? જો સાંભળી હોય તો કહે.

**ગર્દભઃ**—हंहो भ्रातरपूर्वमद्य चरितं स्त्रीणां गणैर्मंगले ।
वृद्धानां पुरतोऽप्यवद्यभरितैर्गीतैर्भृशं गीयते ॥

ઓ હો ! ભાઈ! આજે તો અત્યન્ત અપૂર્વ ચરિત્ર જોવામાં આવ્યું. સાંભળો, મંગલકાર્યોમાં સૌભાગ્યવતી સ્ત્રીઓનાં ટોળેટોળાં એકત્ર થઇને મોટા મોટા વૃદ્ધોના સામે અશ્લીલ બીભત્સ શબ્દોથી પરિપૂરિત ગીતો ગાય છે.

**અશ્વઃ**—किं सत्यं वदसीदमित्थमथवालीकं किमप्युच्यते ।

શું ! તમે કહો છો તે સાચેસાચું છે કે જુઠાં ગપ્પ ઉડાવો છો !

**ગર્દભઃ**—भ्रातः सत्यमहं वदामि किमहं प्रामाणिको नास्मि ते ॥

ભાઈ! હું સાચેસાચું કહું છું. શું હું તમારા મનથી પ્રમાણિક નથી કે !

**અશ્વઃ**—सत्यं त्वं वदसीति तु प्रतिदिनं भ्रातर्मया ज्ञायते ।
किं तु त्वामनुयोक्तुमिच्छति मनस्तत्र प्रकारः कथम् ॥

ભાઇ ! તું સત્ય વાત જેવી હોય તેવી હમેશાં કહે છે એમ હું વારંવાર અનુભવ થવાથી જાણું છું. પરંતુ એ વિષયમાં મારૂં મન તને એમ પુછવાની ઇચ્છા કરે છે કે એ સ્ત્રીઓ જે ગાન કરે છે એમના ગાનમાં વિશેષ પ્રકાર કેવો રહે છે.

**ગર્દભઃ**—भ्रातः संपरिमुच्य सत्कुलवधूलज्जां सुदूरे गिराम् ।
व्याक्रोशेन ममेव दीर्घपरुषं गायन्ति मार्गे भृशम् ॥
उद्दिश्य प्रतिपूरुषं श्रुतिकटून्यश्लीलवादान्स्त्रियः ।

ભાઈ! એ સ્ત્રીઓ સત્કુલીન સ્ત્રીઓની લજ્જા દૂર રાખીને જેવી રીતે હું ( ગધેડો ) લાંબા અને કઠોર શબ્દોને ( હોં હોં હોં હોં ) ગાયન કરૂં છું અને

મારા શબ્દોથી જેમ લોકોના કાનોને ત્રાસ થાય છે એવી રીતે તે સ્ત્રીઓ પણ કોઈ પુરૂષના ઉદ્દેશે એ પુરૂષનું નામ લઈ ને કર્ણ કઠોર અશ્લીલ બીભત્સ ફટાણા લાંબા લાંબા અને રૂક્ષ રૂક્ષ શબ્દોથી ગાયન કરે છે.

અશ્વઃ—श्रुत्वा तत्परिभर्त्सनानि पुरुषाः कुर्वन्ति किं ब्रूहि मे ॥

ભલા તે સ્ત્રીઓ જ્યારે ફટાણાદ્વારા પુરૂષોને ગાલિપ્રદાન કરે છે ત્યારે તે પુરૂષો શું કરે છે ?

ગર્દભઃ—श्रुत्वाश्लीलसुपूरितानि सुतरां गीतानि तासां नरा
वृद्धा वा तरुणा अपि प्रियसखे मार्गे यथाऽहं स्त्रियाः ॥
पश्चात्पादयुगेन च प्रतिमुखं संताड्यमानोऽपि तां
कान्तामित्यनुयामि तद्वदिह ते सर्वेऽनुयान्ति स्त्रियः ॥

હે પ્રિય મિત્ર ! એ સર્વે વૃદ્ધ અને તરૂણ પુરુષો કે જે મોટા મોટા સભ્ય અને પ્રતિષ્ઠિત હોય તેઓ પણ તે સ્ત્રીઓના અશ્લીલપરિપૂર્ણ ને ફટાણાંને સાંભળે છે. તો પણ તે મહાશય પુરૂષો તે સ્ત્રીઓને પોતાની પ્રાણપ્યારી માનીને તેઓનાથી પ્રસન્નજ રહે છે; જેવી રીતે મોટા રસ્તામાં મારી પ્રાણપ્યારી ગર્દભીએ ( મારી સ્ત્રીએ ) પછવાડેની બંને લાતોનો મારા મુખઉપર પ્રહાર કર્યો તો પણ એ મારી પ્રાણપ્રિયા છે એમ સમજીને હું પણ સહન કરી લઉં છું અને તેના ઉપર પ્રસન્નજ રહું છું તેજ પ્રમાણે તે પુરૂષો પણ સ્ત્રીઓની ગાળો ખાતાં છતાં પણ ઘણા પ્રસન્નજ રહે છે.

અશ્વઃ—भ्रातः कालियुगस्यैष महिमा किमतः परम् ।
अस्तु ब्रूहि हरेर्नाम प्रायश्चित्तार्थमात्मनः ॥

ભાઈ ! આ કલિયુગનો મહિમા છે એનાથી અધિક શું કહું ? હવે એ વાતને રહેવા દે. કારણ કે આ વાતના કથનથી અને શ્રવણથી પાપ થયું છે એટલા માટે પ્રાયશ્ચિત્તાર્થે શ્રીહરિ નામનું ઉચ્ચારણ કર.

હરે રામ હરે રામ રામ રામ હરે હરે
હરે કૃષ્ણ હરે કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ હરે હરે.

वरवध्वोर्विवाहे तु कार्यं मांगल्यगायनम् ।
परस्परं यथानन्दो भवेदिति पुरातनम् ॥
श्रीउमेशस्य मांगल्यमथवान्येतिहासकम् ।
हास्यादिरससंयुक्तं बीभत्सादिविवर्जितम् ॥

વરકન્યાના વિવાહમાં મંગલ ગીતોજ ગાવાં કે જે ગાવાથી પરસ્પર આનંદ વધે, શિવપાર્વતીનો વિવાહ અથવા અન્ય ઇતિહાસો કે જેમાં હાસ્યાદિ રસો સમાયલા હોય અને બીભત્સરહિત હોય.

સ્ત્રીઓએ વિવાહાદિ ઉત્સવોમાં અપશબ્દ ગાવારૂપ ફટાણાં અર્થાત્ અશ્લીલ વાક્યોચ્ચારણ કરવું તે યુક્તિ, ધર્મશાસ્ત્ર અને સભ્ય પ્રકૃતિથી વિરૂદ્ધ છે, જો કે આ લેખમાં કંઇક કટુવાક્યોના પ્રયોગો આવી જવાની સંભાવના છે, કેમકે દરેક લેખકને એવી ઇચ્છા થવી સ્વાભાવિક છે કે પોતાના લેખમાં કર્ણકટુ શબ્દો ન આવે પરંતુ દેશની કુરીતિથી અંતર્થઇને મન વિવશ થતાં કંઇ લખી જવાય છે તો પણ પાઠકો પાસે પ્રાર્થના છે કે સારા અંતઃકરણની શુદ્ધવાસના ઉપર દૃષ્ટિ કરી મન અથવા કરની ધૃષ્ટતા ઉપર વિચાર કરવો નહીં. પ્રથમ તો એજ વિચારવા યોગ્ય છે કે ધર્મ, અર્થ, કામ, મોક્ષ એ પુરૂષાર્થચતુષ્ટય કહેવાય છે એઓને સંપાદન કરવા તે મનુષ્યમાત્રનું કર્તવ્ય છે તો એ ચારેમાં બીભત્સશબ્દોચ્ચારણનો સમાવેશ શામાં થાય છે? કદાચ કોઈ બુદ્ધિશત્રુની દૃષ્ટિમાં તેની કામમાં ગણના કરવાનો સંભવ છે, પરંતુ પ્રથમ તો તે કામાન્તર્ગત છેજ નહીં; કારણ કે વાત્સ્યાયનપ્રણીત કામસૂત્રોમાં અથવા અન્ય કામશાસ્ત્રોમાં પણ કોઇ ઠેકાણે આવી રીતે અશ્લીલ શબ્દો બોલવા એ કામ સાધન છે એમ પ્રતિપાદન કરેલ નથી. કદાચ કોઇ સાહસ અથવા તો આગ્રહથી એને કામાંગ માને તોપણ ધર્મથી અવિરૂદ્ધ કામસેવન શાસ્ત્રસંમત છે પણ ધર્મવિરૂદ્ધ કામસેવન શાસ્ત્રસંમત નથી. આ સંસારમાં મનુષ્યોને અન્ય પ્રાણિઓકરતાં ઉત્તમ માનવામાં આવે છે તેનો મુખ્ય હેતુ એજ છે કે મનુષ્ય હાનિ, લાભ, કર્તવ્ય, અકર્તવ્ય, ધર્મ, અધર્મ, સુખ, સુખનો હેતુ, દુઃખ, દુઃખનો હેતુ, ઇત્યાદિકને સારી રીતે મનન કરી શકે છે. અને અન્ય પ્રાણિઓ

કેવલ ક્ષુધા, તૃષા, ભય, ક્રોધ, નિદ્રા, મૈથૂન આદિ શિવાય સ્વકર્તવ્યાકર્તવ્યના વિચારમાં અસમર્થ છે.

જે ગુણુની અધિકતાવડે મનુષ્ય સર્વોત્તમ મનાય છે તે ગુણુ જો મનુષ્યમાં જોવામાં આવે નહીં તો તેવા મનુષ્યમાં મનુષ્યત્વબુદ્ધિ કરવી સર્વથા બાધિત છે, ઉપરની યુકિતથી વિચાર કરીએ તો લજ્જાસ્પદ વાક્યોનો ઉચ્ચાર કરવો અથવા શ્રવણુ કરવું એ મનુષ્યત્વમાં કેટલે દૂર છે ? કારણ કે જે કાર્યનું પરિણામ દુઃખરૂપ છે તે કર્મ સર્વથા ગર્હ્યજ કહેવાય છે તો હે મહાશયો ! એનું પરિણામ કેટલુ અનિષ્ટકારી છે તે વિચારવું એ આપનુંજ કર્તવ્ય છે.

**व्यवहारे विवादे च तथा मांगल्यकर्मणि ।**
**अश्लीलकथनं घोरं पापमाहुर्मनीषिणः ॥**
**तस्मात्तदतियत्नेन त्याज्यं धर्मेप्सुभिः सदा ।**

વ્યવહાર, વિવાદ અને માંગલ્યકાર્યમાં અશ્લીલ ( ગાલીપ્રદાન ) પાપપ્રદ છે એમ મનીષિઓનું કહેવું છે. માટે ધર્મની ઈચ્છા રાખનારે યત્નપૂર્વક નિરંતર ત્યાગ કરવું જોઈએ. બાળકોને માટે હજાર પાઠશાળાઓના જેટલી શકિત ધરાનાર એક માતારૂપ પાઠશાળા છે, કારણુ કે બાળક માતાના સદુપદેશ અથવા અસદુપદેશથી સભ્ય વા અસભ્ય પ્રકૃતિવાન્ થાય છે. યદ્યપિ પિતા, ગુરૂ વિગેરે બાળકના અનેક બીજા ઉપદેશકો છે પરંતુ જેટલે દરજ્જે માતાની શિક્ષા તેના હૃદયમાં પ્રભાવ કરે છે, તેટલી અન્યની શિક્ષા કદાપિ અસર કરી શકતી નથી. જમીનમાં જે સમયે બીજ રોપવામાં આવે છે તે સમયે તે બીજ બહુજ નાના આકારમાં હોય છે, પરન્તુ સૂક્ષ્મ બીજ જળ વિગેરેની સહાયતા પામીને સમય જતાં કેટલુ મોટુ અને દૃઢ થાય છે ! તેજ પ્રમાણુ બાળક પણ જ્યાં જ્યાં જેમ જેમ દેખે છે અગર સાંભળે છે, ત્યાં ત્યાં તેના અંતઃકરણુમાં તેવા તેવા સંસ્કારો દૃઢ બેસી જાય છે. જેમ એક સમયમાં વાવેલું સૂક્ષ્મ બીજ સમય જતાં દૃઢમૂળયુકત શાખા, પ્રશાખા, પત્ર, પુષ્પ, ફલસંપન્ન થઇને અનિર્વત્યે અને અનુચ્છેદ્ય થાય છે. તેમજ બાલ્યાવસ્થામાં પ્રવેશ થયેલા દુર્ગુણુ મોટી વયે નિર્મૂળ થવા અશકય છે. દાખલા તરીકે એક સનાતન ધર્માવલંબિની માતાનો પુત્ર

યુવાવસ્થા પ્રાપ્ત થતાં આર્યસમાજના સિદ્ધાંતો ઉપર વિશ્વસ્ત થએલો છે. તથાપિ જે ભૂતપ્રેતાદિની વાતો બાલ્યાવસ્થામાં તેણે શ્રવણ કરેલ છે, તેની અસર હમણાં સુધી પણ તેના હૃદયમાંથી નિર્મૂળ થતી નથી. ભાવાર્થ એજ કે શાસ્ત્રમાં અમરકોષમાં "भूतोमी देवयोनयः" ઈત્યાદિથી ભૂતાદિની દેવયોનિમાં ગણના કરેલ છે પરન્તુ આ યુવાન આર્યસમાજના સિદ્ધાંતોપરથી સ્પષ્ટ કહે છે કે ભૂત પ્રેત છેજ નહીં તથાપિ તે અન્ધારી રાતે એકલો જઈ શકતો નથી, અને બીએ છે. કારણ બાલ્યાવસ્થાના સંસ્કારો સ્ફુરી આવ્યા વિના રહેતાજ નથી. ગૃહસ્થો ! આ ઉપરથી આપ સ્પષ્ટ જાણશો કે બાલ્યાવસ્થામાં માતાતરફથી રોપાએલાં બીજોનો પ્રભાવ હૃદયમાં જીવીત પર્યન્ત સ્થાયી રહે છે. તો પછીં પોતાની માતારૂપ ગુરૂ તરફથી પ્રાપ્ત થયેલ અશ્લીલ બીભત્સ ગાલીપ્રદાનાદિ કુભાષણો શ્રવણ કરવાથી શા માટે બાળકોની હૃદયભૂમિ કુસંસ્કારોથી અંકુરિત નહીં થાય ! અવશ્ય થવાનીજ. યદ્યપિ અમારા દેશની સ્ત્રીઓ પ્રાયઃ અભણ અથવા મૂર્ખ હોય છે, અને તેથી તેઓને આ ગૂઢ વિચારોનું રહસ્ય માલુમ હોતું નથી, તથાપિ પુરૂષોએ અવશ્ય વિચારવું જોઇએ.

इह जगति मनुष्यैः श्रीशकारुण्यहेतो-
रधिगतधनपुत्रैर्मन्यते चेत्सुखं वै ॥
तदपि खलु विवाहे बान्धवैर्मित्रवर्गै-
र्गुरुभिरपि च पूज्यैः संयुताः स्नेहपूर्वम् ॥
विधिविहितक्रियाभिः श्रीशमभ्यर्चयन्तः
श्रुतिमधुरसुगीतैर्मङ्गलैरप्यदोषैः ॥

પરમાત્માની કૃપાથી આ જગતમાં મનુષ્યો પોતાને પ્રાપ્ત થએલા ધન તથા પુત્રોએ કરીને સુખ માનતા હોય તથાપિ તે લોકોએ વિવાહાદિ કાર્યોમાં દોષરહિત (ગાલીપ્રદાનરહિત) વેદોક્ત ક્રિયા પ્રમાણે વેદમંત્રોવડે બાન્ધવો અને મિત્રવર્ગોસહિત તથા ગુરૂ અને પૂજ્ય વર્ગોસહિત ઇશ્વરપૂજા અને શ્રુતિનાં મધુર ગીતોજ ગાવાં જોઇએ. તેને બદલે વિવાહાદિ માંગલિક પ્રસંગે ફટાણાના ઉચ્ચારવડે અથવા

શ્રવણવડે સ્ત્રિઓની જીહ્વા અને પુરૂષોના કર્ણ ધન્યવાદાર્હ થાય છે. ધન્ય છે એવાં નરનારીઓનાં માબાપોને કે એમણે રત્નોરહિત શૂન્ય પૃથ્વીમંડલને એવ મનુષ્યરૂપી રત્નોથી દેદીપ્યમાન કરેલ છે. ધન્ય છે એવા પુરૂષોને કે જે ભૈરવી ચક્રવત્ પોતાની મા, બેન, પુત્રી, સ્ત્રી વિગેરેના મુખોથી યમરાજાના નગરમાં મનુષ્યસંખ્યાને વધારનાર શબ્દોને સાંભળી ને પોતાના જન્મને સાર્થક માને છે, શતશઃ ધન્યવાદ છે એવા પુરૂષશિરોમણિ નરરત્નોને કે જેઓ પોતાનાં વહાલાં સગાંઓને પોતાના સ્ત્રીવર્ગ પાસે ગાળો દેવડાવે છે. કોટિશઃ ધન્યવાદ છે એ ચોથા યુગના સ્વતંત્રરૂપ વીરોને કે જે સ્ત્રીઓના એવા બીભત્સ શબ્દો વગર સંબંધીઓથી અપ્રસન્ન રહે છે. અર્થાત્ એ એવા ધાર્મિક માણસો છે કે જો પોતાના સંબંધી સ્ત્રીવર્ગના મુખથી ફટાણાં ન શ્રવણ કરે તો મળેલી પહેરામણી એઓને મીઠા વગરના અથાણા માફક પ્રતીત થાય છે. અનંતવાર જય જય કરવા યોગ્ય એ કલાભૂષણ નરરત્નો છે કે જેઓ ઉપરના જેવા પુરૂષોને અનુમોદન આપે છે. જે સમયે મહિલાગણ અનેક અજ્ઞાત જ્ઞાત દેશી વિદેશી જનોના મધ્યમાં પોતાની ધીરતા, સાહસ, વૈદિક શબ્દોની ઉપસ્થિતિ, સ્વતંત્રતા, સ્વદેશમહત્ત્વ દેખાડવાને રંગભૂમિમાં અવતીર્ણ થાય છે ને સમયની અનુપમ છટા પ્રદર્શનીય છે. ગાલીપ્રદાનરૂપ મધુર રસીલી ધ્વનીથી શ્રોતાઓના હૃદયનું જ મોદિત થાય છે. ત્યારે તેમના સંબંધી પોતાની માતા, બેન આદિની ઇજ્જત વધારીને અપૂર્વ નિસ્સીમ આનંદસમુદ્રની લેહેરોમાં ગોથાં લગાવે છે કે જેઓનો પાછો પત્તો લાગવો એ મોટા મોટા તારનારા તારાઓને પણ અસાધારણ છે. શું તે દર્શન તે લોકોની મતિમાં હજુ સુધી ભ્રમ નથી કરી શકતું? કે જે લોકો કહે છે કે હજુ કલિયુગનાં ચારલાખ બત્રીસહજાર વર્ષોમાં પાંચહજારજ વ્યતીત થયાં છે.

વસન્ત ઋતુનો સમય છે, સંપૂર્ણ સુગંધી વૃક્ષો પ્રફુલ્લિત થયાં છે, તેવા સમયમાં એક ફૂલોથી સંપૂર્ણ થએલા આમ્રવૃક્ષ (આંબા) ઉપર ચમત્કારપૂર્ણ સંવાદ થયો. પ્રિય પાઠક ગણ! આ સંવાદ મનુષ્યોનો નથી પણ બે અજ્ઞાની પક્ષિઓનોજ છે પરંતુ તેમાં ગર્ભિત ઉત્તમ સાર છે.

કાક—ભાઇ કોયલ! ઘણા દિવસે તારી મુલાકાત થઈ. આજે મારા મનને બહુજ આનંદ થયો છે. કહે તો ખરો કે તું કયા કયા દેશોમાં ગયો હતો? અને

શું શું ચમત્કારો જોયા ! કારણ દેશાન્તરમાં ફરવાથી મોટા મોટા ચમત્કારો દૃષ્ટિમાં આવે છે.

કોયલ—ભાઈ! તમે ઉત્તમ પ્રશ્ન પૂછ્યો, મેં સુંદર દેશોમાં ભ્રમણ કર્યું. અને વિલક્ષણ વિલક્ષણ ચમત્કારો જોયા.

કાક—તો ભાઈ સૌથી ઉત્તમ દેશ જોયો હોય તે કહે.

કોયલ—ભાઈ! સાંભળ. સર્વે દેશોમાં ઉત્તમ એવો મેં એક દેશ જોયો. શું એ દેશનું હું વર્ણન કરૂં. ભારતભૂમિમાં એ એકજ દેશ છે. રાજ્ય તરફથી પ્રજાનું યથાવત્ પાલન થાય છે. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર એ ચારે વર્ણો પોતપોતાના વર્ણાશ્રમનું ઉત્તમ રીતે પાલન કરે છે. તેમજ સ્ત્રીઓ પણ પોતાના પાતિવ્રત્યધર્મ અને રીતભાતમાં અદ્વિતીય છે. માંસભક્ષણાદિક વ્યવહાર પણ ત્યાં નથી, એજ કારણથી આજે એ દેશમાં લક્ષ્મીજીએ પોતાનું સ્થાન કરેલ છે, ધન્ય છે એ દેશના નરનારીઓને કે જેનાથી આ ભારતભૂમિનો ઉદ્ધાર થશે.

કાક—(ક્રોધથી) હે મૃષાવાદી, સ્તુતિપાઠી, કોયલ! શું તું આ અનન્વિત સ્તુતિ કરી રહ્યો છે? શું મેં એ દેશ જોયો નથી એમ તું સમજે છે! હું ત્યાં માઘ અને ફાગણ બન્ને માસ નિવાસ કરીને હાલ આવ્યો છું.

કોયલ—( આશ્ચર્યસહિત ) શું મેં કહ્યું તે અસત્ય છે! કદીજ નહીં. અને માઘ તથા ફાલ્ગુન એ તો વિવાહના માસ છે, એ વખતે તો તને ઘણોજ માલતાલ મળ્યો હશે. કેમકે એ દેશના લોકો વિવાહાદિ કાર્યોમાં શાસ્ત્રવિરૂદ્ધ મિષ્ટાન્નપટ્ટીમાં ઘર વેચીને પણ મોટાં મોટાં ખરચો કરે છે. કેટલાક લોકો તો કન્યાવિક્રય કરીને પણ ચારપાંચદિન સુધી જાનો જમાડે છે અને દરરોજ જુદાં જુદાં ભોજનો ઉડે છે.

કાક—( ગંભીર સ્વરથી ) હા એમતો છે પણ મારૂં મન તે દેશથી એક રીતે નારાજ છે. ઉપર ગણાવેલા તારા કથન પ્રમાણે એ દેશ વિદ્યાધનાદિવડે ઉત્તમ તો છે પણ સર્વે ગુણોને વ્યર્થ કરવાવાળી એક કુરીતિનો પણ ત્યાં મોટો પ્રચાર છે.

કોયલ—( આશ્ચર્યથી ) શું ત્યાં કુરીતિ ? એ વાત કદી નહીં બની શકે. ભલે તું કહે કે તેં કેવા કુરીતિ જોઈ.

કાક—( ઉદ્વિગ્ન ચિત્તથી ) હું મારા મુખથી કહેવાને પણ લજાઉં છું. કારણકે જેના કહેવાથી વાચિક પાપ થાય એવી એ કુરીતિ છે.

કોયલ—( ઉત્કંઠાથી ) કંઈ હરકત નહીં. તું કહે ભગવન્નામ સ્મરણથી પાપ નષ્ટ થશે.

કાક—અગે ભાઈ તારો આગ્રહ છે તો કહુછું સાંભળ. તે દેશમાં જ્યારે વિવાહનો પ્રસંગ આવે છે, ત્યારે હમેશાં પડદામાં રહેનારી સ્ત્રીઓ પણ પરપુરુષોનાં નામ ઉચ્ચાર કરી ફટાણા ગાય છે.

કોયલ—( આશ્ચર્ય થઇને ) શું એવી ગાલો ગાવામાં તેમને શંકા અને પુરૂષોથી લજ્જા નથી આવતી !

કાક—બાઈ ! જેમ સર્વોત્તમ પદાર્થો ઇશ્વરે સરજેલ છે, છતાં પણ મારી ઇચ્છા ખરાબમાં ખરાબ જે પદાર્થ હોય તેના ઉપર થાય, તેમજ પાર્વતીવિવાહ, સીતાસ્વયંવરાદિ બોધદાયક અને ગાન કરવાયોગ્ય ગીતો છતાં પણ અશ્લીલ નરકમાં પાડનાર અને પાતિવ્રત્યને ભ્રષ્ટ કરનાર ગીતોમાંજ એ સ્ત્રીઓની રૂચી છે જેમ મને ખરાબમાં ખરાબ વસ્તુ ભક્ષણ કરવામાં કોઇની પણ લજ્જા થતી નથી, તેમજ એઓને પણ ખરાબમાં ખરાબ નિર્લજ ગાણુગાવામાં કોઇ (પુરૂષ)-થી લજ્જા ઉત્પન્ન થતીજ નથી.

કોયલ—બાઈ કાક ! એ બધી વાત ખરી છે. પરંતુ તે સ્ત્રીઓને લજ્જા ન હોય તો તેમના સંબંધી પુરૂષો કેમ તેનું નિવારણ કરતા નથી ? કારણ કે પતિએ સ્વસ્ત્રીને કુમાર્ગમાં પ્રવૃત્ત થએલી જોવી તે યોગ્યજ નથી.

કાક—હા, જે પુરૂષો વિવેકી છે તેઓ તો નિવારણ કરે છે.

કોયલ—(સાશ્ચર્ય) ત્યારે શું કોઇ પુરૂષોને એવા માંગલિક ઉત્સવોમાં અમંગલ અપશબ્દોચ્ચારણ ઇષ્ટ છે !

કાક—અરે બાઈ ! કેવળ ઇષ્ટ છે એટલુંજ નહીં પણ જો સ્ત્રીઓ ફટાણા ગાય નહીં તો એ કુત્સિત પુરૂષો નારાજ થાય છે. મે એક ઠેકાણે એવું જોયું કે સંબંધિઓ તે બાબત હઠ કરી બેઠા. બિચારો કન્યાપક્ષવાળો સંબંધી ધર્માત્મા હતો, તેને આ કુરીતિ નહિં થવામાં સંતોષ હતો. પરંતુ વરપક્ષના સંબંધિઓએ જ્યારે તે વાતની દરકાર નહિં કરી ત્યારે તેને મુંગે મોઢે બેસવુંજ પડયું એટલા માટે કહુછું કે એ દેશ ઘણોજ અયોગ્ય છે.

કોયલ—બાઇ કાક ! તારૂં કહેવું તો સત્ય છે, એ દેશમાં આવી કુરીતિ રહે તે અયોગ્યજ છે, પરંતુ બાઈ ! સર્વોત્તમ ગુણોમાં આટલો અવગુણ રહે તો શું એ દેશની નિંદા કરવી યોગ્ય છે !

કાક—અવશ્ય તે દેશ નિંદનીયજ છે. શું ભરેલા ગંગાજળના ઘડામાં મધનું (દારૂનું) એક બિંદુ પડી જાય તો તે ગંગાજળ અશુદ્ધ થશે નહીં ! અવશ્ય થશેજ.

કોયલ—(વિચારપૂર્વક મુદ્રાથી) હા હા તમારૂં કથન સયુક્તિક છે. એટલા માટે તે દેશના સારા સારા મહાશયોએ આ કુરીતિને છોડાવવા કટિબદ્ધ થવું જોઇએ. યદ્યપિ જે વિચારશીલ છે તેમને ત્યાં આ કુરીતિ પ્રચલિત હશેજ નહીં. પરંતુ ઇતર ઠેકાણે થતી આ કુરીતિનો નાશ કરવા પ્રયત્નવાન્ થવું જોઇએ–

स्वकीयचारित्रनिदर्शकानि वाक्यानि संश्रुत्य हृदा सुदुःखयन् ।
बहिः प्रहर्षेण विवाहकाले परस्परं मोहमहो समश्नुते ॥
समस्तदेशेषु विलोकितेषु नैतादृशी दृष्टिमिता कुरीतिः ।
शुभेऽशुभा कर्णकठोररूपा विवाहकाले शपथालियुक्ता ॥
अयं कुलीनो विकुलीन एष इति क्षितौ ज्ञातुमशक्य एव ।
तथापि तत्तत्कथनेन शक्यं यथा च काकस्य पिकस्य भेदः ॥

સદાચાર અને નીતિશિક્ષણ એ સ્ત્રીગણનો મુખ્ય ધર્મ છે. તેને બદલે નિર્લજ્જ થઇ નાચી કૂદીને બીભત્સરસયુક્ત ગાળો ગાઇ લોકોને રીઝવવું. પતિપુત્રાદિકોના સમક્ષ ઉચ્ચસ્વરથી ગાળો ગાવી એ કયા શાસ્ત્રની આજ્ઞા છે ? ગર્ભાધાન, પુંસવન, સીમન્તોન્નયન, જાતકર્મ, નામકરણ, નિષ્ક્રમણ, અન્નપ્રાશન, ચૌલ ઉપનયન, વેદગ્રહણ, હોમ, ભિક્ષાચરણ, ગુરૂસેવા ઇત્યાદિ જે અવશ્ય વિધિઓ છે, તે કરવામાં તો લોકો બહુજ લજાય છે, પરંતુ નિર્લજ્જતાભરેલા જે શબ્દો સાંભળતાં પણ શરમાવું પડે; એવી ગાળો ધડાધડ બોલે છે. જે કુમતી ગાળો બોલે તેની ઓછાઈ ગણાય અને વધારે ગાય તે પક્ષ ઉંચો ગણાય. અને તે સાંભળી ઘરના લોકો બહુ પ્રસન્ન થાય છે. વિવાહનું મુહૂર્ત ભલે ચૂકી જાય, પણ ફટાણા ગાવાનું તો ચૂકાયજ નહીં. શાસ્ત્રીયશબ્દો પ્રકૃતિપ્રત્યયવાળા હોવાથી અનુગમ છે, પરંતુ મનઃકલ્પિત અપશબ્દોનો તો અંતજ નથી. જેમ તાર અને રેલની વૃદ્ધિ થાય છે, તેવીજ આ કુરીતિ પણ પ્રસરતી જાય છે. ભાગવતમાં કૃષ્ણવિવાહમાં તેમજ વાલ્મીકી રામાયણમાં રામવિવાહમાં કોઇપણ જગોએ ગાળો ગાવાનું લખ્યું નથી. આવા

દુરાચારયુક્ત વિવાહ તે રાક્ષસવિવાહ કહેવાય છે. જે યવન લોકો છે, તેઓ તેમના સ્વધર્મમાં આવશ્યક જે નિમાજ તેને બરાબર સમય પ્રમાણે ભણે છે. કોઈ પણ વખત નિયમોલ્લંઘન કરતા નથી. પરંતુ હાલમાં જે આર્યોને વેદોક્ત કર્મોનો અધિકાર છે, તેઓ તો સ્વધર્મનો ત્યાગ કરે છે. અને ગર્ભાધાનાદિ સંસ્કારો તથા નિત્યનૈમિત્તિક કર્મો કરવાની દરકાર રાખતા નથી. પરંતુ ગાલીગાનાદિ રીતિમાં આનંદ માનતા થાય છે, એ બહુજ દિલગીરિની વાત છે. આ રીતિ કેળવણીનો કટ્ટો શત્રુ છે. સમજુ પુરૂષોએ પ્રથમથીજ પોતાની બાલિકાઓને વિદ્યાભ્યાસમાં જોડવી ઉચિત છે. અનેક વર્ણના મિશ્રણવાલી નિશાળોમાં ઉચ્ચવર્ણની બાલકીઓએ અભ્યાસ કરવો લાભદાયક નથી. હમણાની નિશાળોમાં ચાલતું ભણતર કન્યાઓને પરિણામે નકામું અને બુદ્ધિ બગાડે તેવું છે. સ્ત્રીકેળવણીનો હેતુ સ્વધર્મ અવશ્ય જાણવો એજ છે. કન્યા, કાન્તા, અને પ્રજનિકા ઇત્યાદિ ત્રણે અવસ્થાઓમાં પોતાનું સ્વકર્તવ્ય જણાવનારૂં શિક્ષણજ ફલદાયક છે.

સર્વે વિદ્વાન્, સજ્જન, મહાત્મા સદ્ગૃહસ્થોને માલુમ હશે કે જે વિવાહમાં ગાલીપ્રદાન અર્થાત્ સ્ત્રીઓ નિર્લજ્જતાની સાથે ફટાણા ગાય છે, એ કેટલી હાનિ છે ! જુઓ કે મોટા સસરા, જેઠ આદિક ઘરમાં અથવા ઘરબહાર બેઠા હોય છે, ત્યારે કુલાંગનાઓ અહીંથી તહીં તેમના આગળથી નીકળતાં પણ સંકોચાય છે, અને તેઓના દેખતાં ઉંચેથી સાધારણ શબ્દો બોલવા એ પણ નિર્લજ્જતામાં ગણે છે, તેજ સ્ત્રીઓ તેજ પોતાના વડીલ માતા, પિતા, ભ્રાતા, સાસુ અને સસરા વિગેરેના સાંભળતાં વિનાપ્રયોજન બકવાદરૂપ મર્મચ્છેદક ગાળો ગાવાનું શરૂ કરે એજ રાક્ષસવિવાહનું લક્ષણ છે. મનુસ્મૃતિના ત્રીજા અધ્યાયના ૪૨ મા શ્લોકમાં કહ્યુંછે કે-

**अनिन्दितैः स्त्रीविवाहैरनिन्द्या भवति प्रजा ।**
**निन्दितैर्निन्दिता नृणां तस्मान्निन्द्यान्विवर्जयेत् ॥**

જે વિવાહમાં વેદરીતિથી વિધિપૂર્વક કન્યાદાન કરવામાં આવે તેની વિવાહિત સ્ત્રીઓમાં ઉત્તમ સંતાનો ઉત્પન્ન થાય છે, અને નિન્દિત વિવાહ એટલે કન્યાવિક્રય તથા જેમાં નિન્દિત અપશબ્દો બોલવામાં આવે, એવા વિવાહથી વિવાહિત સ્ત્રીઓમાં નિન્દિત સંતાનો ઉત્પન્ન થાય છે.

આ બાબતમાં વિચાર કરવાનો છે કે જેની માતાઓજ અશ્લીલ ભાષણ કરે તો પછી તેમનાં સંતાનો કેમ નીતિયુક્ત થઇ શકે ! અને એવાં ગીતો ગાનારી સ્ત્રિયોને કેમ કુલવાન કહી શકાય !

શાસ્ત્રમાં કહ્યું છે કે—" **निपातनादन्धदृशां हि गर्ते** " આંધળા મનુષ્યને ખાડામાં નાખવાથી શું ફલ પ્રાપ્ત થશે ! તેવીજ રીતે અજ્ઞાનને લીધે કુમાર્ગમાં ચાલવાવાળી સ્ત્રીઓને કુમાર્ગમાંજ ચાલવા દેવાથી શ્રેષ્ઠતા નહિં પ્રાપ્ત થશે. એટલામાટે સમજુ પુરૂષોએ પોતાની સંબંધી સ્ત્રીઓને સર્વદા કુચાલથી રોકવી જોઇએ.

**अस्वतन्त्राः स्त्रियः कार्याः पुरुषैः स्वैर्दिवानिशम् ।**
**विषयेषु च सज्जन्त्यः संस्थाप्या आत्मनो वशे ॥**
**पिता रक्षति कौमारे भर्ता रक्षति यौवने ।**
**रक्षन्ति स्थविरे पुत्रा न स्त्री स्वातन्त्र्यमर्हति ॥**
**सूक्ष्मेभ्योऽपि प्रसङ्गेभ्यः स्त्रियो रक्ष्या विशेषतः ।**
**द्वयोर्हि कुलयोः शोकमावहेयुररक्षिताः ॥**

ઉપરના ત્રણે શ્લોકોનો આશય એવો છે કે પુરૂષોએ હમેશાં વિષયો તરફ ખેંચાતી સ્ત્રીઓને સ્વાધીન રાખવી. કદાપિ સ્વતંત્ર થવા દેવી નહીં. વિવાહથી પૂર્વકાલમાં પિતાએ, તદનંતર પતિએ અને વૃદ્ધાવસ્થામાં પુત્રે રક્ષા કરવી. જે કામોથી વ્યભિચાર વધવાની સંભાવના હોય તે કામો યદ્યપિ સ્વલ્પકાલાવધિક હોય તોપણ તે કામોથી તેઓને બચાવવી જોઇએ. જો તેઓને સ્વતંત્ર થવા દેવામાં આવે તો અવશ્ય પિતૃકુલ અને શ્વશુરકુળને કોઇ દિવસ સંતાપ કરે. કેટલાક ભોળા પુરૂષો કહે છે કે સ્ત્રીઓનાં ગીત મંગલમય હોય છે. પરંતુ એઓને એટલું જ્ઞાન ક્યાંથી હોય કે ઉપસ્થ આદિનું ઉચ્ચારણ મંગલમય ક્યારથી થયું ! કોણે કર્યું ! વેદમાં કહ્યું છે કે—" **भद्रं कर्णेभिः शृणुयाम** " અર્થાત્ કાનોથી અમે કલ્યાણપ્રદ શબ્દોને સાંભળીએ. " **भद्रं पश्येमाक्षभिः** " નેત્રોથી પણ અમે ઉત્તમ કાર્યને જોઇએ. નહિં કે અમે મા, બેન, ઇત્યાદિ સંબંધી સ્ત્રીઓના મુખથી ગાળો ગાતાં સાંભળીએ, અથવા દેખીએ. કેવળ સ્ત્રીઓનેજ દોષ દેવો ન જોઇએ. પરંતુ ઘણા પુરૂષો પણ એવા છે કે જ્યારે કોઇ કન્યાના પિતાનો વિચાર હોય કે પુત્રીના વિવા-

કમાં આવા દુષ્ટ કુમાર્ગનું અવલંબન નહિ કરવું. ત્યારે વરવાળાએ તેને તેમ કરવાની ફરજ પાડે છે. ઘણીવાર એવા બનાવો બને છે, અને તે અપશબ્દપ્રિય દુર્જનોથી હારીને સજ્જન, સભ્ય અને ધાર્મિક પુરૂષોએ તેઓના અભીષ્ટપથનું અવલંબન કરવું પડે છે. મહાન્ શોકનું સ્થળ છે કે સભ્યપુરૂષપ્રકૃતીવિરૂદ્ધ કેવો અનર્થ ચાલી રહ્યો છે કે જેથી એતદ્દેશીય સજ્જનોને વિદેશીઓના સન્મુખ ભૂમિદર્શન કરવું પડે છે.

અહો ! કલિચક્રવર્તિ મહારાજનો પ્રભાવ ! કે જેના પ્રચારથી લોકોમાં સનાતન, શ્રુતિ, સ્મૃતિ, ઇતિહાસ અને પુરાણોક્તધર્મોની સર્વે મર્યાદાઓ પ્રતિદિન નષ્ટ થતી જાય છે અને કુરીતિજાળની વૃદ્ધિ થતી જાય છે. આર્યાવર્ત દેશમાં જ્યાં ત્યાં વિવાહાદિક માંગલિકકર્મોમાં મંગલાચાર છોડીને ઉત્તમવર્ણ બ્રાહ્મણાદિ લોકોની સ્ત્રીયો પોતાના પિતા, ભ્રાતા, મામા આદિના સામે નિર્લજ્જ થઇને વરપક્ષવાળાઓને અથવા કન્યાપક્ષવાળાઓને એવી ગાળો ગાય છે કે જેને સાંભળીને તેમના પિતા ભાઇ વિગેરે લજ્જિત થઇને નીચું મ્હો કરી લે છે, પરંતુ આ નષ્ટ, ભ્રષ્ટ, દુષ્ટ, નિંદિત, કુકર્મપ્રવાહને રોકવામાટે કંઇ પણ પ્રબંધ કરતા નથી. હે સનાતનધર્મમર્યાદાપરિપાલક મહાશયો ! આપ કેમ ચુપ થઇને બેઠા છો ? જો આપ સ્ત્રીઓનું રક્ષણ કરવાને ચહાઓ તો આ ગાળો ગાવારૂપ કુકર્મને બંધ કરો, કેમકે નાની છોકરીઓ પોતાની માની સાથે ગાળો ગાવાનું શીખે છે. એમના મનમાં બાલ્યાવસ્થાથીજ વ્યભિચારનો અંકુર થઇને યુવાવસ્થામાં મોટું વૃક્ષ થઇ જાય છે, પછી એનું છેદન થવું કઠિન છે. એટલામાટે આવા પ્રસંગોથી સ્ત્રીઓને રોકવી, અને એમને કિંચિત પણ સ્વતંત્ર થવા દેવી નહીં.

**पानं दुर्जनसंसर्गः पत्या च विरहोऽटनम् ।**
**स्वप्नोऽन्यगेहवासश्च नारीसंदूषणानि षट् ॥**

મદિરાનું પીવું, દુષ્ટજનોનો સહવાસ, ભર્તાથી વિયોગ, જ્યાં ત્યાં ફરવું, વગર સમયે સુવું, અને પારકા ઘરમાં વસવું એ ૭ કામો સ્ત્રિઓને વ્યભિચારમાં પ્રવૃત્ત કરનારાં છે. એટલામાટે એવા દુષ્ટપ્રસંગોથી તેમને બચાવવી. હવે વિચાર કરો કે ગાળો ગાવી એ દુષ્ટસ્ત્રીઓના સંગથી થાય છે, માટે ભલી સ્ત્રીઓને તેવા દુષ્ટસંગથી અને કુકર્મથી અવશ્ય રોકવી.

न वेदधर्मशास्त्रतः पुराणभारतादिषु
विवाहमङ्गले स्त्रियो हि मङ्गलाभिशासनम् ।
वदेयुरित्युदीरितं न चापि शिष्टशासनं
ह्यतस्तु सज्जनैरिदं निवारणीयमीहितम् ॥

મંગલપ્રસંગે ગાળો ગાવાનું કોઇ પણ શ્રુતિ, સ્મૃતિ, ઇતિહાસ, પુરાણમાં કહ્યું નથી તેમ કોઇ શિષ્ટપુરૂષની આજ્ઞા પણ નથી, માટે સુજન મહાશયોએ આ દુષ્ટચેષ્ટાનું નિવારણ કરવું યોગ્ય છે. જો કહેશો કે સરકારથી આ બાબતમાં બંદોબસ્ત થવો જોઇએ. હમારી શકિત નથી, તો એ તમારૂં કહેવું ઉચિત નથી. કારણ કે પોતપોતાના ઘર અને જાતના મામલામાં જો તમે કંઈ બંદોબસ્ત કરશો તો અવશ્ય થઈ શકશે. પણ જો તમે તમારા ઘર અને જાતિકુલસંબંધીહક સરકારના હાથમાં આપશો તો પછી તમારો શું પુરૂષાર્થ રહ્યો ! માટે વ્યાવહારિક બાબત સરકારના હાથમાં જવા અગાઉ પોતાનો જ્ઞાતિસંબંધી બંદોબસ્ત કરવો ઉચિત છે.

पुराणजालान्यखिलानि सम्यग्विलोकितानि प्रविचिन्तितानि ।
न तेषु कुत्रापि विलक्षितं च विरुद्धवाणीकथनं विवाहे ॥
सखे त्वया मे धरणीतलेऽस्मिन्विलोकिते ब्रूहि विशेषमद्य ।
समस्तलोकश्रुतितीक्ष्णवाणीं विना विवाहे किमहो ब्रवीमि ॥
विवाहकाले प्रशपन्ति मुग्धाः परस्परं पण्डितवर्यमध्ये ।
पुनश्च तानेव विहाय लज्जां सभाजयन्तेऽवनता हसन्तः ॥

श्रुतिः—यावतीर्वै देवतास्ताः सर्वा वेदविदि ब्राह्मणे वसन्ति तस्माद्वेदविद्भ्यो ब्राह्मणेभ्यो दिवे दिवे नमस्कुर्यान्नाश्लीलं कीर्तयेदेता एव देवताः प्रीणाति ॥

મહાશય ! પૂર્વોક્ત શ્રુતિથી એમ સિદ્ધ થયું કે બ્રાહ્મણો સર્વવર્ણોના ગુરૂ છે, અને તેજ પ્રમાણે તેમની સ્ત્રીઓ સર્વે વર્ણોની ગુરૂપત્નીઓ થઇ, પોતાની શિષ્ય સ્ત્રીગણોને સદુપદેશ કરવો એજ ગુરૂપત્નીઓને યોગ્ય છે. નહિં

કે વેશ્યા પણ જેને નિંદ્ય સમજે છે એવા શબ્દોનો ઉચ્ચાર કરવો. એવું અશ્લીલ ભાષણાદિ અયોગ્ય કર્મ જોઈને શિષ્યોના અન્તઃકરણમાં ગુરૂભાવ રહેવો સર્વથા અસંભવ છે એટલા માટે સર્વે બ્રાહ્મણપત્નીઓને સવિનય પ્રાર્થના છે કે અપવિત્ર શબ્દોનો ત્યાગ કરીને ઈશ્વરના ગુણ જેમાં હોય એવાં ગીતો ગાવાં. આ કુરીતિ સર્વથા ત્યાજ્ય છે. પૂજ્ય મહાશયો ! આપ બ્રાહ્મણો "**वर्णानां ब्राह्मणो गुरुः**" એ વાકયથી સર્વે વર્ણોના ગુરૂ છો. એ માટે આપને ઉચિત છે કે સુરીતિનો પ્રચાર કરવામાટે અને કુરીતિને નષ્ટ કરવામાટે પોતાના શિષ્યગણો ક્ષત્રિયાદિ વર્ણોને સદુપદેશ કરો. આપનો કરેલો પ્રચાર શીઘ્ર ચાલશે એમાં સંશય નથી. પોતાનાં માતા, પિતા, ગુરૂને જેઓ પૂજ્ય માને છે તેઓ તો અવશ્ય આપના સદુપદેશને સ્વીકારશે. અને જે ગુરૂ, માતા, પિતાદિને નહિ માનનારા દુર્જનો છે, તેઓ જો તમારો સદુપદેશ નહિ માને તો તેમાં આપણી હાનિ શી ? કંઇ પણ નહીં.

**गुरुर्हि सर्वभूतानां ब्राह्मणः परिकीर्तितः ।**
**एवमादिभिरुक्तैस्तु सतां वै ब्राह्मणो मतः ॥**
**ब्राह्मणो जङ्गमा मूर्तिः श्रीविष्णोः परमात्मनः ।**
**अत एव हि विख्याता भूदेवास्ते महामते ॥**

વળી શબ્દોચ્ચારથીજ કુલીનતાની સમજ પડે છે. જેમાટે શાસ્ત્રમાં કહ્યું છે કે—

**न जारजातस्य ललाटशृंगं कुलप्रसूतस्य न पाणिपद्मम् ।**
**यदा यदा मुञ्चते च वाक्यं तदा तदा याति कुलप्रमाणम् ॥**

જારથી ઉત્પન્ન થનારના કપાલ કંઇ શીંગડું હોતું નથી. તેમ સત્કુલમાં ઉત્પન્ન થનારના હાથમાં કંઇ કમળ હોતું નથી. પરંતુ જ્યારે જ્યારે માણસ વાકય બોલે છે, ત્યારે ત્યારે તેની કુલીન અકુલીનતાની પરીક્ષા થાય છે.

**अश्लीलं न हि कथयेदित्येवं शास्त्रमप्यतिक्रम्य ।**
**उच्चैरश्राव्यतया तेषां वासो हि जल्पतां नरके ॥**

શાસ્ત્રમર્યાદા એવી છે કે નિંદિત વાકયોનો ઉચ્ચાર કરવો નહિ, એમ છતાં શાસ્ત્રવિરૂદ્ધ ઉંચેથી નહિ સાંભળી શકાય તેવી રીતે ગાલીગાન કરે છે, તેનો

નિશ્ચય નરકમાં વાસ થાય છે. કાંટાવાળા વૃક્ષમાંથી અવલોકન થતો ગુલાબ જેમ કાંટાને શોભાયમાન કરે છે, તેમજ મર્યાદાશીલ સ્ત્રી પોતાનાં દુઃખી કુટુંબને ઝુંપડામાં રહીને પણ કાળે કરી શોભાવે છે. સૌંદર્ય સ્ત્રીઓમાં માનીપણું લાવે છે, સદ્ગુણ તેમાં સન્માન્ય અર્પે છે, પરંતુ લાજાળુપણું તો તેમાં દેવીજ ભાસ કરે છે. સુશીલસ્ત્રી એ દુનિયામાં વિકાસ પામેલું રમણીય પુષ્પ ગણાય છે, તેમજ શુદ્ધ, દક્ષ અને પતિની આજ્ઞા પાલનારી અને મધુર ભાષણ કરનારી સ્ત્રી લક્ષ્મીસમાન છે. આ અસાર સંસારમાં સ્ત્રી એ સાર છે. માનવ-ધર્મશાસ્ત્રમાં કહ્યું છે કે પૈસાનો સંગ્રહ કરવો, વ્યય કરવો, ઘરને પવિત્ર રાખવું, પતિસેવા કરવી, અને રસોઇ કરવી વિગેરે ઘરની વ્યવસ્થા સ્ત્રીઓએ કરવી. મર્યાદાયુક્ત સ્ત્રીઓનો પિતા, બંધુ, પતિ અને દીયેરે ભૂષણાદિ ધનથી સત્કાર કરવો. ગૃહસ્થોએ ભાર્યાનું પાલન કરવું, એ સનાતન ધર્મ છે. ઘર એટલે ચૂનો, માટી, પત્થર, અને લાકડાંથી તૈયાર કરેલું ઘર નહિં, પણ સ્ત્રી એજ ઘર છે. આ ઉપરથી વાંચકવર્ગ સમજ્યા હશે કે શાસ્ત્રમાં સ્ત્રીઓની મહત્તા કેવી છે. માટે સજ્જન મહાશયોને સવિનય વારંવાર પ્રાર્થના કરૂં છું કે વિવાહમાં ગાલીગાનાદિ કુરીતિઓ બંધ કરો. આજકાલ જે ફટાણાં ગાવામાં આવે છે તે મુખથી કહેવા યોગ્ય નથી, તેમજ કાનોથી સાંભળવા પણ યોગ્ય નથી. કારણ કે એવાં ગીતો સાંભળવાથી પુરૂષનું પુરૂષપણું ને સ્ત્રીઓનું સ્ત્રીપણું નાશ થઇ ગયું, અને બાળવિધવાઓની સંખ્યા વધતી ચાલી. માટે આ દુષ્ટ રિવાજને છોડી મનોહર અપશબ્દરહિત ગીતો ગાવાં કે જેથી માતાપિતાની કુલીનતા વધે, તેમજ આ લોક અને પરલોક સુધરે. જે પુરૂષો પ્રથમ એવાં નિર્લજ્જ ગીતો સાંભળે છે તેઓ પણ પાછળથી એમ સ્પષ્ટ કહે છે કે આવી રીતે તો વેશ્યાઓ પણ ઉચ્ચાર કરતી નથી. વળી કેટલીક વિધવા સ્ત્રીઓ પણ ફટાણાં ગાવાનો લાભ લઇ અનાચાર કરતી માલુમ પડે છે. પરંતુ શાસ્ત્રમાં કહ્યું છે કે જે સ્ત્રી પોતાના પતિના મરણ પછી નિરંતર શાસ્ત્રોક્ત વિધવાધર્મ પ્રમાણે ચાલે છે તે પોતાના મરણ પછી પોતાના સ્વામીપાસે જઈ સ્વર્ગ ભોગવે છે. માટે વિધવા સ્ત્રીઓએ સંન્યાસીઓની માફક ધર્મથી વર્તવું, અપશબ્દો બોલવા નહીં, સાંભળવા નહીં, એટલુંજ નહિં પણ વિવાહ આદિ મંગલકાર્યમાં બનતા સુધી ભાગ લેવો નહિ.

**शृण्वन्ति पितृपुत्राद्यां गानं लज्जास्पदाच्युतम् ।**
**अश्लीलं तदिति प्राहुर्धर्मशास्त्रेषु गर्हितम् ॥**

પિતા પુત્રાદિક સંબંધિઓના સાંભળતાં ગાલીગાન કરવું તે લજ્જારૂપ સ્થાનને નાશ કરનારૂં છે. તેમજ પાપરૂપ છે અને ધર્મશાસ્ત્રમાં નિંદિત છે. વિધવા સ્ત્રીઓએ આઠ પ્રકારના શાસ્ત્રમાં કહેલા મૈથુનરૂપ કર્મોથી દૂર રહેવું. જેવાં કે પુરૂષોને જોવા, તેમનો સ્પર્શ કરવો, તેમની સાથે ક્રીડા કરવી, તેમનું વર્ણન કરવું, તેમની સાથે એકાન્તમાં ભાષણ કરવું, પુરૂષોની બાબતમાં તરેહ તરેહના મનોરથ કરવા, તેમનું ધ્યાન કરવુ, અને પ્રત્યક્ષ મૈથુન કરવું. ઉપર કહેલા આઠ પ્રકારોમાંથી કોઈપણ પ્રકારનું મૈથુન કરવું નહીં, તેજ બ્રહ્મચર્ય કહેવાય. વિધવાઓએ ઉત્તમ બ્રહ્મચર્યનું પાલન કરી ઇશ્વરસ્મરણમાં પોતાનું મન જોડવું. આપણા દેશમાં સ્ત્રીકેળવણીની સાથે ધર્મશિક્ષણ નહિં હોવાથી અભ્યાસ કરતી બાળાઓ તેમજ બીજી સ્ત્રીઓના આચાર, વિચાર, નીતિ, રીતિ, કહેણી, રહેણી, વિવેક, સ્વભાવ અને મર્યાદા દિનપ્રતિદિન નાશ પામતાં જાય છે. પુરૂષો પણ ફાગણ માસમાં બેહોશપણે પિતા, પુત્ર, માતા, બેન આદિનો કંઈ પણ વિચાર ન કરતાં અસદ્ભાષણો કરે છે, તેમજ સડેલો કીચડ વીગેરે અપવિત્ર પદાર્થોનો એક બીજાના શરીર ઉપર અભિષેક કરે છે એ પણ બહુ નિંદ્ય રીતિ છે. ફાલ્ગુનમાહાત્મ્ય મંગાવી જો તેઓ વાંચે તો તેઓને પોતાના કર્તવ્ય ઉપર ગ્લાનિ થયા વિના રહે નહીં. માટે આપણા દેશમાં ઉત્પન્ન થએલા સ્ત્રીપુરૂષોના વ્યવહારો ઋષિપ્રણીતમાર્ગને છોડીદે એવા જોઇએ નહીં. અર્થાત્ મર્યાદાથી બાહીર ગીત ઉપહાસાદિક થવાં જોઇએ નહીં. કારણ શાસ્ત્રમાં કહ્યું છે કે "**लज्जाविहीनः पशुः**" અર્થાત્ શરમથી જે રહીત તે પશુ કહેવાય. સ્ત્રીઓ લજ્જા રહીત થઈ પશુમાફક સ્વતંત્ર આચરણ કરે તે પુરૂષોનુંજ અપમાન છે. એટલામાટે પોતાની હાંસી કરાવનાર કુમાર્ગમાં પડેલી સ્ત્રીઓને સુમાર્ગમાં ચલાવવા અવશ્ય યત્ન કરવો જોઇએ. મનુમહારાજે કહ્યું છે કે સારા માર્ગમાં ચાલનારી, પતિની આજ્ઞામાં રહેતી હોય, અને પતિના હિતમાં તત્પર હોય એવી સ્ત્રી જેના ઘરમાં હોય તેવા પુરૂષને આ પૃથ્વી ઉપર ધન્ય છે.

## કુંડલિયા.

સ્વામી ભરતરીતિ યહ, બ્યાહ આદિ કે માંહિ.
ગાલી ગાવત તીયગણુ, કરૈં લાજ કછું નાહિ.
કરૈં લાજ કછુ નાહિ ગીત વ્યભિચારિક ગાવૈં.
સ્વામિ આદિ સબ બડે તિન્હૈં સુનિ બહૂ લજાવૈં.
દુર્ગાશંકર કહે રીતિ યહ બહુત નિકામી
છુડવાવેં સબ લોક હોય જે ધરકે સ્વામી.

**भूषणं सुकुलस्त्रीणां लज्जैव कथितं बुधैः ।**
**वस्त्रं हाराद्यो नैव निर्लज्जायाश्च भूषणम् ॥**

ઉત્તમ કુલોત્પન્ન સ્ત્રીઓનું લજ્જા એજ કેવળ ભૂષણ છે, એમ પંડિત પુરૂષોનું કથન છે. વસ્ત્ર, હાર ઇત્યાદિ જો કે પ્રાકૃત ભૂષણો છે, પરંતુ એ પણ નિર્લજ્જ સ્ત્રીઓને માટે ભૂષણરૂપ નથી. આપણો દેશ સંપૂર્ણ ભૂમંડળમાં દાન, ધન, બુદ્ધિ, વ્યાપાર ઇત્યાદિમાં સર્વ દેશો કરતાં ઉત્તમ છે. એટલામાટે આપણા દેશમાં સકલ આચાર, વિચાર, વ્યવહાર પણ ઉત્તમ હોવાજ જોઇયે. સર્વ માંગલિક કાર્યોમાં ઉત્તમ જે વિવાહ એમાં અસદ્દાદ ( ગાલો ગાવી ) એ દુરાચાર પૂર્વોકત શુભાચારોને કલંકરૂપ છે. માટે સુજનોને વિનંતી છે કે આ દુરાચારનો યથાશક્તિ રોધ કરે. સદ્દગુણી પુરૂષોએ વિચાર કરવો જોઇએ કે ધર્મપૂર્વક જે સ્ત્રીનું પાણિગ્રહણ કર્યું હોય તેશિવાયની અન્ય સ્ત્રીઓ બેન સમાન છે. સ્ત્રીઓને પણ પોતાના પતિશિવાય અન્ય પુરૂષો શાસ્ત્રમર્યાદાથી ભાઇસમાન છે. વિવાહમાં સ્ત્રીઓ કોઈ પણ પુરુષોનાં નામો લઇ ગાળો ગાય ત્યારે તેઓને દોષ શા માટે ન લાગે ? સૃષ્ટિકર્તા બ્રહ્માજીને પણ તેથી અવશ્ય ખરાબ લાગે એ વાત અવશ્ય વિચારણીય છે. વિષ્ણુપુરાણમાં કહ્યું છે કે સ્ત્રીઓના કરતાં બીજું કોણ ધન્યતર છે. ચારે વર્ણોની સ્ત્રીઓ જો ધર્માચરણી થાય તો તેઓનાં સંતાનો પણ ઉત્તરોત્તર ધાર્મિક થાય, અને તેથી દેશની ઉન્નતિ સત્વર થાય. માટે સ્ત્રીજનોને પ્રાર્થના છે કે વિવાહાદિ શુભકાર્યોમાં પરસ્પર કુત્સિત ભાષણરૂપ અમંગલ દુરાચાર ન થાય એવું આચરણ કરવું. સર્વ પુરૂષોએ પોતાનાથી મોટી ઉમ્મરની પરસ્ત્રી માતાસમાન જાણવી, તેમજ સમાન વયની પરસ્ત્રી ભગિનીતુલ્ય જાણવી, અને પોતાના કરતાં ન્યૂન વયની પરસ્ત્રી પુત્રીસમાન જાણવી. તેમજ સ્ત્રીઓએ પણ પોતાના કરતાં અધિક વયના

પરપુરૂષને પિતાસમાન, સમાન વયના પરપુરૂષને ભ્રાતૃસમાન, અને અલ્પ અવસ્થાના પરપુરૂષને પુત્રસમાન જાણવો. આ બાબતમાં સર્વશાસ્ત્રોની સંમતિ છે. માટે બ્રાહ્મણાદિ ઉત્તમકુલમાં જન્મપામેલી સ્ત્રીઓને ઉચિત છે કે પોતાના ભાઇ, પુત્ર, પિતા, માતા, ભગિની આદિને ગાળો દેવી અત્યન્ત અયોગ્ય છે. સ્ત્રીઓ લક્ષ્મીના અંશરૂપ છે. માટે તેઓએ આ દુરાચાર ત્યાગ કરી દેશ ઉપર ઉપકાર કરવો, અને પરલોકમાં કીર્તિ સંપાદન કરવી. સ્ત્રીગણથીજ ધર્મની રક્ષા થઇ શકે છે. શ્રીગીતાજીમાં પણ કહ્યું છે કે અધર્મની ઉત્પત્તિ થાય ત્યારે કુલીન સ્ત્રીઓ દૂષિત થાય છે, અને સ્ત્રીઓ જ્યારે દુષ્ટાચરણ કરે ત્યારે વર્ણસંકર પ્રજા ઉત્પન્ન થાય છે, અને વર્ણસંકર પ્રજા થવી એ નરકનાજ માટે છે. માટેજ કન્યાવસ્થામાં પિતામાતાએ, કાન્તા અવસ્થામાં પતિએ, અને વૃદ્ધાવસ્થામાં પુત્રોએ સુશિક્ષણ આપવું.

विद्वद्गोष्ठ्यामसद्वादः स्वमौढ्यस्य प्रदर्शकः ।
तस्माद्विवाहे कुल्या स्त्री तं यत्नात्परिवर्जयेत् ॥

વિદ્વદ્સભામાં અસદ્વાદ ( ગાલીપ્રદાન ) કેવળ સ્વમૂર્ખતાનો પ્રદર્શક છે. એટલા માટે વિવાહાદિકાર્યોમાં સત્કુલોત્પન્ન સ્ત્રીઓએ દુર્વાક્યકથન યત્નપૂર્વક ત્યજવું. વિવાહાદિ કાર્યોમાં જ્યારે સ્ત્રીઓ એકત્ર થઈ બીભત્સ શબ્દો બોલે છે ત્યારે કેવળ સમજુ પુરૂષો ઢાંક પછેડો કરી ત્યાંથી ચાલી જાય છે, અને કેટલાક દુર્જન પુરૂષો વસ્ત્ર ઓઢી આડા અવળા સુઈ રહે છે. પોતાની પુત્રીઓ, બેનો વિગેરે આવા અસત્કાર્યમાં વિભાગ લેતી પ્રત્યક્ષ નિહાળવા છતાં તેમને આ કુમાર્ગમાંથી રોકી આ બદીને નિર્મૂલ કરવા યત્ન કરતા નથી. તેઓ કીજડા શા માટે નહીં ગણાય ! સ્ત્રીઓની મર્યાદામાં માત્ર લાજ કહાડવાનો આડંબરજ હાલમાં જણાય છે, પરંતુ લાજ (મર્યાદા) શબ્દનો કેટલો બહોળો અર્થ છે, તેની સમજ હોતી નથી. આર્યભૂમિની સત્તા જ્યારે ક્રૂર યવન લોકોના હાથમાં આવી ત્યારે સુરૂપા સ્ત્રીઓને જોઇ તે અસુરો સ્ત્રીઓના ઉપર જુલમો ગુજારવા લાગ્યા તે દિવસથી લાજ કહાડવાનો રિવાજ ચાલુ થએલો છે. કારણ દિલ્હી વિગેરે શહેરો કે જ્યાં એ લોકોની રાજધાની હતી, ત્યાં સ્ત્રીઓમાં બુર્ખો પહેરવાનો રિવાજ પડેલો છે. માત્ર આંખ આગળ ઝીણા વસ્ત્રની જાળી રાખવામાં આવે છે, અને આખું અંગ ઢાંકવામાં આવે છે. ત્યાંથી દૂરના મારવાડ વિગેરે પ્રદેશોમાં સ્ત્રીઓ છેક છાતી સુધી ઘુમટા તાણે છે. ત્યાંથી દૂરના ગુજરાત વિગેરે પ્રદેશોમાં મોઢા સુધીજ, અને ત્યાંથી દૂરના સુરત વિગેરે પ્રદેશોમાં માત્ર માથા

સુધી, અને ત્યાંથી દૂરના દક્ષિણ દેશમાં ગળા સુધીજ વસ્ત્ર ઓઢે છે. ત્યાંથી દૂરના મલબાર વિગેરે દેશમાં સ્ત્રીઓ કમ્મર સુધી કોપીનજ માત્ર પહેરતી જોવામાં આવે છે. તેથી એમ સિદ્ધ થાય છે કે એ રિવાજ કંઈ શાસ્ત્રીય નથી. હમારૂં કહેવું એમ નથી કે સ્ત્રીઓએ લાજ ન કહાડવી, પરંતુ તે લાજ કહાડવા સાથે લાજશબ્દના અર્થને સમજવો જોઈએ. કુલીન, પવિત્ર, પતિવ્રતા સ્ત્રીઓની દૃષ્ટિની જવા આવવાની અવધિ નેત્રના ખૂણાજ હોય છે. તેઓનું હસવું માત્ર અધર (હોઠ)માંજ વિશ્રામ લે છે. તેઓનું વચન તેઓના પ્રાણપ્રિયના કાનને અતિથિરૂપજ થાય છે, તેઓને ક્રોપ થતોજ નથી, પણ જો કદાચિત્ કોઇ વખત ક્રોપ થાય તો તે મનમાંજ ડૂબી જાય છે. ઉપર કહેવા પ્રમાણેજ શાસ્ત્રમાં લાજ કહાડવા કહેલું છે. છતાં હાલની સ્ત્રીઓ તરફ નજર ફેરવતાં ખેદ થાય છે કે એ સ્ત્રીવર્ગના ઘણા મોટા ભાગના બલકે આખાજ વર્ગના અંતર્મુખારવિંદ સામે પડતાં સંસારસુખરૂપી સૂર્યનારાયણનાં પ્રકાશિત કિરણોને અટકાવવામાટે એઓના ઘણા વર્ષથી હીનકર્મના બંધનને લીધે ગાઢપ્રેમથી બન્ધાયલા અજ્ઞાન અને રિવાજમિત્રોએ વચ્ચે વહેમઅન્તરપટ આડું ધર્યું છે. અને એમાંથી તેઓને વિમુક્ત કરવામાટે એઓના વાલીઓએ કટિબદ્ધ થઇ એઓની વહારે ચઢી એ અજ્ઞાન અને રિવાજમિત્રોરુપી અંતરપટ વેગળું કરવા માટે અહોનિશ પ્રયત્ન ચાલુ રાખવો, અને શાણી, કહ્યાગરી, સહનશીલ અને પ્રેમી તરીકે દીપેલી સીતા, દમયંતી, દ્રૌપદી વિગેરેનાં ચરિત્રો સ્ત્રીવર્ગના શ્રવણે અને ચક્ષુએ પાડી અહોનિશ તેઓના કઠણ અને વહેમી હૃદયને પીગળાવી શાણું કરવું.

ગુજરાત દેશમાં બહુધા એવી રીતિ છે કે વિવાહ ઉત્સવમાં ગોરવનોતરવા પ્રસંગે નાની બાળકીઓ અને મોટી સ્ત્રીઓ એકઠી મળી નિર્લજ્જતાથી ગીતો ગાયાં કરે છે. જે સ્ત્રીઓ પોતાની મર્યાદા જાળવવા મોટા મોટા ઘુમટા તાણે અને લાજ કરે તે સ્ત્રીઓ પોતાના પિતા, ભાઇ વિગેરે સંબંધીઓના દેખતાં સેંકડો પુરૂષોના વચ્ચે મોટા જોરથી બુરા શબ્દોમાં ગીતો ગાયાં કરે એ તદ્દન નીતિવિરૂદ્ધ છે.

**असद्वादो विवाहेषु मांगल्यस्य विघातकः ।**
**धर्मशास्त्रनिषिद्धश्च तस्मात्तं परिवर्जयेत् ॥**

અસદ્વાદ (ગાલીપ્રદાન) વિવાહમાં કલ્યાણનો નાશ કરનાર છે. અને ધર્મશાસ્ત્રવિરૂદ્ધ હોવાથી તેનો સ્ત્રીઓએ અવશ્ય ત્યાગ કરવો જોઇએ તેમજ

તે સ્ત્રીઓના સંબંધીઓએ મના કરવી જોઇએ. કારણ ગીત ગાનાર જેવાં ગીત ગાય તેવીજ રીતે તેના મન ઉપર થોડી ઘણી અસર થવા શિવાય રહેતી નથી. એ એક જાતનો શબ્દ વ્યભિચાર ગણાય છે. તેથી તેવાં ગીતો ગાવાથી સ્ત્રીઓ દુરાચારી થાય તેમાં કંઇ આશ્ચર્ય નથી. સ્ત્રીઓ એવાં ગીતો ગાય છે તે સમયમાં તેમની સાથે નાની ઉમ્મરની છોકરીઓ પણ હોય છે તેઓનાં કોમળ હૃદય આગલ જતાં સ્વેચ્છાચરણી થવા સંભવ છે. ઉચિત છે કે એટલા માટે સમજુ પુરૂષોએ પોતાના ઘરની સ્ત્રીઓને આવા અસત્ય કાર્યથી રોકવી અને શુભ કાર્યો કે જેમાં પરમાત્માના ગુણો સમાયલા હોય તેવાં ગીતો ગાવાની ફરજ પાડવી, અથવા તો જે ગીતોમાં સ્ત્રીઓના ધર્મનું કથન કરવામાં આવ્યું હોય તેવાં ગીતો ગવડાવવાં જોઇએ કે જેથી અન્ય સ્ત્રીઓને નીતિનું જ્ઞાન મળે.

**मंत्रघोषैश्च विप्राणां विवाहाद्यं सुमंगलम् ।**
**सुमतं सर्वदेशेषु न स्त्रीगीतैर्विगर्हितैः ॥**

બ્રાહ્મણાદિ વર્ણોએ વિવાહાદિ મંગલકાર્યોમાં વેદના મંત્રઘોષ કરવા, એમ સર્વ દેશના શિષ્ટ જનોની સંમતિ છે. પરંતુ આવા મંગલ કાર્યોમાં નિંદ્ય વાણીથી ભરેલાં ગીતો કદી પણ ગાવાં નહીં.

**स्त्रीणां मंगलगीतयः सुविहिताः शास्त्रे विवाहोत्सवे**
**हंहो चित्रमिदं तु निंद्यमबला गायन्ति यद्दुर्वचः ।**
**नेदं मंगलगीतिलक्षणमहो ग्राम्यैकहास्यास्पदम्**
**यावच्छक्यपरिश्रमेण सुधियो रुन्धन्तु सुश्रेयसे ॥**

વિવાહોત્સવમાં સ્ત્રીઓ મંગલ ગાન કરે એવું શાસ્ત્રવિહિત છે, છતાં આશ્ચર્ય છે કે સ્ત્રીઓ આજકાલ નિંદ્ય દુર્વાક્ય ( ગાળો વિગેરે ) ગાય છે. આ મંગલગાન ગણાય નહીં. પરંતુ ગ્રામ્ય ( ગામડીઆ ) લોકોનું મસ્કરીનું સ્થાન છે. એટલામાટે સજ્જન પુરૂષોને યોગ્ય છે કે સાર્વજનિક કલ્યાણમાટે યથાશક્તિ પરિશ્રમ કરી આ કુમાર્ગનો અટકાવ કરે. કારણ લજ્જા એજ ભૂષણ છે. તે ન સચવાય તો બીજાં ઘરેણાં પહેરવાં કલંકરૂપ છે. ગાળો ગાવાના આવેશમાં જાણે ભૂત ભરાયેલી હોય અને પ્રેતના આવેશવાળી હોય તેમ ગુરુજનોની લજ્જાને લજાવી દઇને વિનય, વિવેકને વિસારી દઇને અને ઉદ્ધતતાને આલંબન

આપીને કોઇ કોઈ વખત ગાવા મંડી જાય છે, કોઇ કોઈ વખત હસવા મંડી જાય છે. આમ કરવાથી તેઓ સ્ત્રીકેળવણીને શરમાવે છે, કલંક ઉપજાવે છે, તેમજ સર્વનું હાસ્યપાત્ર ઠરે છે, સૂક્ષ્મ નજરથી જોતાં સ્ત્રીઓનો તે દોષ નથી, કેવળ તે દોષ તેની અલ્પજ્ઞતાનો અને અવિદ્વત્તાનોજ છે, અને તે તેમના સંબંધી પુરૂષવર્ગને આભારી છે. સ્ત્રીઓએ ઉદ્ધતવેશ ધારણ કરી ઉદ્ધતાઇ ભરેલાં વચનો બોલવાં એ તેમનું કર્તવ્ય નથી, પરંતુ કુલીન સ્ત્રીઓએ શિયળનું સંરક્ષણ પ્રાણ કરતાં પણ વિશેષ કરવું, સ્ત્રીઓએ હમેશાં જેવું મનમાં હોય તેવું બોલવું, અને જેમ બોલવું તેમ વર્તવું. ગુરૂજનોના ઉપાલંભનું પાત્ર, નિંદાનું પાત્ર, અને સજ્જનોના શોકનું પાત્ર પોતાનો આત્મા ન થાય તેવાં તેવાં સદાચરણોરૂપ આભ-ચણના ભારનેજ ધારણ કરવો. કુલીન, પવિત્ર અને પતિવ્રતા સ્ત્રીઓએ પોતાના ઘરથી બહાર પગ મૂકવો તે સર્પની ફણા ઉપર પગ મૂકવા બરાબર છે. તેઓએ પોતાને ઘેરથી બીજે ઘેર જવું તે બીજા દ્વીપમાં જવા જેવું છે. તેઓનું વચન લોકોને લોભીલોકોના ધનની પેરે અલભ્ય છે. કુલીન સ્ત્રીઓને પોતાના પ્રાણનાથ વિના બીજો પુરૂષ ચોથના ચંદ્રમા જેવો જણાય છે અર્થાત્ લોકો જેમ ચોથના ચંદ્રમા સામુ જોતા નથી, તેમ કુલવાન સ્ત્રીઓ પરપુરૂષ સામું જોતી નથી. કુલીનસ્ત્રીઓએ પોતાનો અવાજ બીજાઓને મોઢેથી સંભળાવવો તે બુરાઇનુંજ પરિણામ છે. માટે ઉચિત છે કે સૌ લોકોએ આવી અનુચિત રીતિથી પોતપોતાના ઘરની સ્ત્રીઓને રોકવી, અને જે ગીતોમાં ગૃહકાર્યનું શિક્ષણ પતિભક્તિ વિગેરે બોધ સમાયેલો હોય એવાં ગીતો ગવડાવવાં.

જુઓ, આ વાતને સરવે મહાશયો જાણે છે અને માને છે કે શ્રેષ્ઠ પુરૂષોનો સ્વભાવજ કુત્સિત શબ્દોના ઉચ્ચારણ કરવામાં બીરૂ હોય છે. તેઓ સાધારણ બોલચાલમાં પણ બને ત્યાં સુધી કુત્સિત શબ્દોનો ત્યાગ કરી લોકવ્યવહાર કરે છે, અથવા તેના પ્રતિનિધિ અન્ય શબ્દોથી કામ ચલાવે છે. દાખલા તરીકે "આ ચોટ કુજમા ઉપર લાગી છે." "ઇન્દ્રિ ઉપર જખમ પડેલ છે" ઇત્યાદિ સાધારણ બોલચાલમાં પણ કુત્સિત શબ્દોચ્ચાર કરવામાં આટલી ઘણા છે તો પછી સોલસંસ્કારાંતર્ગત મહામંગલમય વિવાહસંસ્કારમાં અપશબ્દોચ્ચાર અતિ ગર્હ્ય નથી શું? કેટલાક એમ કહે છે કે જો વિવહામાં ગીત નહીં ગવાય તો વિવાહ શું? પરંતુ હમારો એમ આશય નથી કે સર્વે પ્રકારનાં ગીતોનો ત્યાગ કરવો. એવાં ઘણાં ખરાં ગીતો હજુ પણ ગવાય છે કે જેમાં ઉત્તમ ઉપદેશ હોય છે, અથવા પત્નીની ફરજો જેમાં બતાવવામાં આવી હોય છે, અને શિવપાવ-

તીવિવાહાદિ હોયછે એવાં ગીતોથી વિવાહ સ્વલંકૃત નથી થતો ? શું અમંગલશબ્દોથીજ વિવાહાદિ વિભૂષિત થાય છે ? વેશ્યાઓ પણ વિવાહાદિ કાર્યમાં જ્યાં ગાવા, નાચવા આવે છે ત્યાં અશ્લીલ શબ્દોને બનતાં સુધી ત્યાગ કરી તેના પ્રતિનિધિ શબ્દોજ પોતાના ગાનમાં ઉચ્ચારણ કરે છે. સ્ત્રીઓને લજ્જા એજ મુખ્ય આભૂષણ છે. જો સ્ત્રીઓ પોતાના લજ્જારુપ મુખ્યભૂષણને વિસર્જન કરી હજારો વસ્ત્રાલંકારોથી વિભૂષિત હોય તો પણ વિગર્હ્ય જાણવી. એક વિદ્વાને કહ્યું છે કે, " **निर्लज्जा च कुलांगना** " અર્થાત્ નિર્લજ્જ કુલાંગના કુલસ્ત્રીત્વથી પરિભ્રષ્ટ થાય છે અને ગાળો ગાવી તે એક વાગિન્દ્રિયસબંધીપાપોમાં તે પરિગણીત છેજ.

**श्रवणं कीर्तनं केलिः प्रेक्षणं गुह्यभाषणम् ।**

**सङ्कल्पोऽध्यवसायश्च क्रियानिर्वृतिरेव च ॥**

**एतन्मैथुनमष्टाङ्गं प्रवदन्ति मनीषिणः ॥**

શ્રવણ, કીર્તન, કેલિ, દર્શન, ગુહ્યભાષણ, સંકલ્પ, અધ્યવસાય અને ક્રિયાનિર્વૃતિ વગેરે જે આઠ પ્રકારના વ્યભિચાર કહ્યા છે, તેમાં પણ આનું ઉપસંખ્યાન છે.

**पारुष्यमनृतं चैव पैशुन्यं चापि सर्वशः ।**

**असंबद्धप्रलापश्च वाङ्मयं स्याच्चतुर्विधम् ॥**

પારૂષ્ય એટલે કઠોર ભાષણ કરવું, જુઠું બોલવું, ચાડી કરવી અને અસંબદ્ધ પ્રલાપ એટલે ગાલીપ્રદાનાદિ વાણીનાં ચાર પાપો ગણાવેલાં છે. તો પછી શું ફટાણાં ગાવાં એ વાણીસંબંધી પાપ નહિ ગણાય કે? તે બાબતમાં નાસિકેતઋષિએ કહ્યું છે કે—

**एवं चतुर्विधं पापं मनुनोक्तं करोति यः ॥**

**पच्यते नरके घोरे कालसूत्रे ह्यनेकधा ॥ १ ॥**

ઉપર પ્રમાણે મનુજીએ કહેલાં ચાર પ્રકારનાં વાણીસંબંધી પાપો કરનાર ઘોર કાલસૂત્રનામના નરકમાં અનેક પ્રકારે રંધાય છે.

માટે છેવટે એટલુંજ કહેવાનું કે અશ્લીલ સંભાષણરૂપ વિવાહમાં ગવાતાં ગીતો ( ફટાણાં ) તેમજ હોલીકા આદિ પ્રસંગે કુત્સિત પુરૂષોના મુખથી ઉચ્ચારાતાં દુર્ભાષિણો અર્થાત્ ગાલોનો સર્વથા સુજ્ઞ જનોએ ત્યાગ કરવો.

---

# ઉપોદઘાત.

ભારતવર્ષના દુર્દૈવને લીધે કલિકાલના પ્રબળ પ્રભાવથી કુસંપ પ્રાદુર્ભાવ થતાં અનેક વિદેશી રાજાઓનું સ્વામિત્વ થવાથી ઋષિમહર્ષિપ્રણીત પ્રાચીન શાસ્ત્રીય શિષ્ટાચાર નષ્ટભ્રષ્ટ થવાથી અનેક કુત્સિત રિવાજો અને કુરૂઢિઓ પ્રાદુર્ભાવ પામી તેની વૃદ્ધી થવાથી માનવજીવનનું ખરૂં તાત્પર્ય ભુલાવામાં પડી ધર્મનીતિથી વિમુખ થવાપણું જ્યાં ત્યાં નજરે આવે છે, તેમાં પણ ખાતર દેશોકરતાં ઇડરદેશમાં સદ્વિદ્યાના અભાવે અનેક કુરૂઢિઓ દાખલ થયેલી જોઇ તેને નિર્મૂલ કરવા મારૂં મન પ્રેરાતાં વિવાહાદિમાં ફટાણાં વિગેરે દુર્ભાષણો તથા હોલિકાદિ પ્રસંગ બોલાતા કુશબ્દોવિષે થોડા વર્ષ અગાઉ મહીકાંઠા ગેઝેટમાં કટકે કટકે લેખ પ્રકટ કરાવેલો તેને પુસ્તકરૂપે પ્રકટ કરવા અનેક નીતિજ્ઞ સત્પુરૂષોએ મને વારંવાર પત્રદ્વારા સૂચવ્યાથી જુદે જુદે સમયે છાપેલો વિષય એકઠો કરી તેને નિબંધરૂપે ગ્રથિત કરેલો તેને છપાવવા મારી ઇચ્છા થતાં શ્રીમુંડીઉદીચ્યહિતવર્ધકમંડલના કેટલાક અગ્રેસરોને મેં તત્સંબંધી સૂચના કરેલી સ્વધર્મ અને સદ્વિદ્યા તથા જ્ઞાનની પ્રાપ્તિમાટે નિબંધો પ્રકટ કરવા કરાવવાનો શ્રીમુંડીઉદીચ્યહિતવર્ધકમંડલનો ખાસ ઉદ્દેશ હોવાથી મંડલની વ્યવસ્થાપક સભામાં આ નિબંધ મૂકતાં સર્વ સભાસદોએ તેને જનસમૂહમાં પ્રકટ કરવા પ્રબલ ઇચ્છા જણાવી ત્યારે મંડલના કાર્યાધ્યક્ષ ઉદારચિત્ત પરોપકાર-પરાયણ શ્રીમાન નર્મદાશંકર ભોળારામજી ઠાકરે આ નિબંધની ૧૦૦૦ પ્રતી છપાવી સ્વજાતિમાં શ્રીમુંડીઉદીચ્યહિતવર્ધકમંડલતરફથી ભેટ આપવા અને છપામણીનો સઘળો ખર્ચ આપવા પોતાની ઇચ્છા જણાવી તેનો સર્વ સભાસદોએ સહર્ષ સ્વીકાર કર્યાથી આ નિબંધ છપાવી વાંચકવર્ગના કરકમલમાં મૂકવામાં આવ્યો છે. મારી અલ્પબુદ્ધિપ્રમાણે લખેલ આ નિબંધને ઉત્તેજન આપી જનસેવારૂપી શુભકાર્ય સંપાદન કરવામાટે શ્રીમુંડીઉદીચ્યહિતવર્ધક-મંડલનો અને મહાનુભાવ શ્રીયુત નર્મદાશંકરભાઇનો હું આભારી થયો છું.

પ્રયોજક.

# અભ્યર્થના.

જેઓને આ નિબંધ મોકલવામાં આવ્યો છે તેઓએ કૃપા કરી વિશ્રાન્તિને વખતે અવધાનપૂર્વક તેનું અવલોકન કરવું. વિશ્રાન્તિના સમયમાં અંતઃકરણની એકાગ્રતાને લીધે જે લેખ વંચાય છે તેનું ખરૂં રહસ્ય તરતજ સમજવામાં આવેછે. વ્યવહારવિક્ષેપોથી ભરાયલા અંતઃકરણે કોઇપણ લેખપર નજર કરી જવાથી એ લેખને અન્યાય મળે છે અને પોતાને તે ક્રિયાનું જોઇએ તેવું ફલ મલતું નથી. માટે આ નિબંધ વાંચી વંચાવી પોતાને ત્યાં અને અન્ય સ્થલે વિવાહાદિ પ્રસંગે બોલાતાં ફટાણાં આદિ દુર્ભાષણોને અટકાવી પ્રયોજક અને પ્રકાશકના ઉદ્દેશને સફલ કરવા કૃપા કરવી.

---

આ પુસ્તકની જેને અપેક્ષા હોય તેમણે શ્રીમુડેટીઉદીચ્યહિતવર્ધક-મંડલના મંત્રીજી તરફ અર્ધા આનાની ટીકીટ મોકલી મંગાવી લેવું અથવા સ્વયં મલી લઇ જવું.

**મલવાનું સ્થલ-મંત્રી, શ્રીમુડેટીઉદીચ્યહિતવર્ધકમંડલ**

**C/o શ્રીયુત શંકરલાલ કાશીરામજી વ્યાસ.**

અમરેલીહાઉસ, ગીરગામ બેકરોડ, મુંબઇ

મુદ્રકઃ—ચિંતામણ સખારામ દેવળે, 'મુંબઇ વૈભવ પ્રેસ' સર્વંટ્સ ઑફ ઈંડિયા સોસાયટીજ બિલ્ડીંગ, સૅન્ડહર્સ્ટ રોડ, ગિરગામ-મુંબઇ.

**પ્રકાશકઃ—શંકરલાલ કાશીરામજી વ્યાસ, શ્રીમુડેટીઉદીચ્યહિતવર્ધકમંડલ, અમરેલીહાઉસ, ગીરગામ બેકરોડ, મુંબઇ ૪.**